# નિવેદન

વિદ્યાર્થી અવસ્થામાં અને અધ્યાપક તરીકે પ્રેમાનંદ વિશે અભ્યાસ કરવાની અનેકવાર તક મળી. વિશેષમાં પ્રો. ડૉ. ઈશ્વરલાલ ર. દવે સાથે પ્રેમાનંદનાં 'ચન્દ્રહાસ આખ્યાન' અને 'કુંવરબાઈનું મામેરું'ના સંપાદન નિમિત્તે પણ પ્રેમાનંદ વિશે વધુ વિચારવાનો પ્રસંગ મળ્યો. એના પરિપાક રૂપે આ પુસ્તક તૈયાર થયું છે. આ પુસ્તકમાં પ્રેમાનંદ વિશે અશેષ નિરૂપણ નથી. હજુ ય પ્રેમાનંદ વિશે વિશેષ પરિશીલનને અવકાશ છે.

પ્રેમાનંદ વિશે આ પહેલાં અનેક વિવેચકવર્યોએ લખ્યું છે. એમાંના કેટલાકનાં મંતવ્યોનો ઉલ્લેખ કર્યો છે, કેટલાંકનાં મંતવ્યો વિશે ચર્ચા પણ કરી છે, એ સર્વનો હું આભારી છું

મુદ્રણ માટેની પ્રત તૈયાર કરવામાં સહાય કરવા માટે મારા વિદ્યાર્થી-મિત્ર શ્રી. ધીરેન્દ્ર મહેતાનો અને આ પ્રકાશન માટે શ્રી. નટવરલાલ ગાંધીનો આભારી છું.

ભુજ.
૧-૧-'૬૫

રમેશ મ. શુક્લ

# : અનુક્રમણિકા :

# પ્રેમાનંદ

## એક સમાલોચના

### ૧

### મધ્યકાલીન સાહિત્ય અને ભક્તિ

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના મુખ્ય વિષયો ધર્મ અને ભક્તિ છે પ્રાગ્-નરસિંહ યુગમા પણ જૈન કવિઓએ સાહિત્યને ધર્મના પ્રમોધનું વાહન બનાવ્યુ હતુ, તેમ પછીના કવિઓએ પણ ધર્મ અને ભક્તિના સંસ્કાર દૃઢ કરે એવુ સાહિત્ય સર્જ્યું છે શ્રી. મુનશી જેવા વિવેચકોને એથી લાગ્યુ છે કે મધ્યકાલીન સાહિત્યમા જીવનનો ઉલ્લાસ નથી પરંતુ હેમચંદ્રથી આરંભી દયારામ સુધીનુ મધ્યકાલીન સાહિત્ય અવલોકીએ તો જીવનના ઉલ્લાસનો અભાવ વરતાતો નથી જૈન કવિઓને હાથે રચાયેલા ફાગુ અને રાસોઓમા શૃગારનુ ભરપૂર વર્ણન છે પરંતુ તે કાવ્યોને અંતે ઉપશમ અને સંયમનો મહિમા વર્ણવી 'ધર્મલાભ'નો માર્ગ ચીંધવામા આવ્યો છે પરંતુ તે જ સમયમા રચાયેલ 'વસંતવિલાસ ફાગ', 'નારાયણ ફાગ' જેવી કૃતિઓમા શુદ્ધ શૃગારનો ઉલ્લાસ છે એવો જ પ્રેમાચક—વીર અને શૃગારથી સભર—જીવનનો ઉલ્લાસ 'કાન્હડદે પ્રબંધ'મા પણ છે જો એ સમયનુ વલણ ઉલ્લાસવિમુખ હોત તો 'મુગ્ધ રસિકજનો' માટે ભાલણે બાણની 'કાદંબરી'ને ગુજરાતીમા ઉતારી ન હોત તેમ પ્રેમાનંદના આખ્યાનોમા જો 'આખ્યાન'ની સૂઝ કાઢી નાખીએ તો—જીવનનો ઉલ્લાસ અનેક રીતે જોવા મળશે શામળ આદિની અદ્ભુતરસિક વાર્તાઓમા એ ઉલ્લાસની ભરતી છે નરસિંહમા, મીરામા, દયારામના ઊર્મિકાવ્યોમા નકરી ઉલ્લાસિતાનો રણકો સંભળાય છે, પરંતુ તે ઉલ્લાસિતા સાક્ષાત્કારની છે. આ સમયમા રચાયેલા લોક-સાહિત્યમા પણ હૃદયના અતસ્તલમાથી આવતી ઉલ્લાસની સરવાણી વહે છે આમ છતા ધર્મ અને ભક્તિવિષયક સાહિત્ય આ સમયમાં અતિશય સર્જાયુ છે, તેની પાછળ ઐતિહાસિક ભૂમિકા છે

ભારતીય સંસ્કૃતિમાં ભૌતિક જીવનનો ઉલ્લાસ નહિ પણ મોક્ષ જ અંતિમ ધ્યેય ગણાયું છે એ ધ્યેય પ્રાપ્ત કરવા માટે જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યની સાધનત્રયીનો બોધ આપવામાં આવ્યો છે વેદના ભક્તિસભર સૂક્તોનો કર્મકાંડમાં વિનિયોગ થયો અને કર્મકાંડની જટિલતા વધતાં એક તરફ ઉપનિષદનો જ્ઞાનમાર્ગ વિકસ્યો શંકરાચાર્યે બ્રાહ્મણધર્મની પુનઃસ્થાપના કરતાં અદ્વૈત વેદાંત પ્રબોધી જ્ઞાનમાર્ગ અને ભક્તિભાવભર્યાં સ્તોત્રો લખી ભક્તિમાર્ગ ખુલ્લો કર્યો જ્ઞાન અને કર્મને માર્ગે જવા અસમર્થ જનસામાન્યને માટે તો ભક્તિનો માર્ગ સુલભ અને હૃદ્ય હતો શંકરના અદ્વૈત વેદાંત અને નિર્ગુણ ઉપાસના સામે રામાનુજ નિમ્બાર્ક અને વલ્લભાચાર્યે દ્વૈતવાદ અને સગુણ ઉપાસના પુરસ્સરી ભક્તિનું આંદોલન પ્રવર્તાવ્યું પુષ્ટિસંપ્રદાયના પ્રવર્તક વલ્લભાચાર્ય અને તેમના પુત્ર વિઠ્ઠલનાથે ગુજરાતમાં અનેક વાર પ્રવાસ કરી પુષ્ટિમાર્ગનો અને ભક્તિનો વ્યાપક પ્રચાર કર્યો હતો

બીજી તરફ રાજકીય ક્ષેત્રે અલાઉદ્દીન ખાનજીએ ગુજરાત પર ચઢાઈ કરી ત્યારથી ગુજરાતનું પ્રજાજીવન સંક્ષુબ્ધ થતું હતું સ્થગિતતા કરી સમાજવ્યવસ્થાને સંકોચી, ધર્મભાવનાને નવા સમયને અનુરૂપ વળાંક આપી નવા ચોકઠામાં ગોઠવાઈ નવી પરિસ્થિતિમાં જીવતાં પણ પ્રજાએ ધીમે ધીમે શીખવા માંડ્યું હતું આ સમયમાં જે પરિવર્તનો આવ્યાં એથી ગુજરાતના સમાજ, સંસ્કાર તેમજ સાહિત્ય પર સદ્ય અને અપસદ્ય બંને પ્રકારની અસર થઈ છે ૧૪૧૧માં અહમદશાહે ગુજરાતની રાજધાની પાટણથી અમદાવાદ લઈ આવ્યો. મુસલમાન આતતાયીઓના આક્રમણો પછી પહેલી જ વાર મુસલમાન અમલ નીચે ગુજરાતે કંઈક અમનનો શ્વાસ લીધો ૧૫૭૩માં અકબર ગુજરાતને મોગલ સામ્રાજ્યમાં ભેળવી દીધું અને ગુજરાતના જીવનમાં સમૃદ્ધિ અને સ્થિરતા આવી પરંતુ એથી ધાર્મિક ક્રિયાકાંડો આદિ મુક્ત રીતે આચરી શકાય એવું વાતાવરણ સ્થાપી શકાયું ન હતું ગુજરાતની મુમુક્ષુ પ્રજા ભક્તિમાર્ગ પ્રતિ વધુ વળી ગીતા, ભાગવત અને પુરાણોની પરંપરા તો ગુજરાતમાં

હતી જ તેમાના ભગવાનના ગુણાનુવાદે અને પ્રભુકૃપાના માહાત્મ્યે ગુજરાતની સંતોષી અને શાંતિપ્રિય પ્રજાને વિશેષ આકર્ષી અને તેમાંથી જન્મી મધ્યકાલની ભક્તિ-કવિતા ભક્તિના નવ પ્રકારોમા ગોપીભાવે કૃષ્ણની પ્રેમોપાસના આદર્શ ભક્તિ ગણાઈ મીરાએ ગોપીભાવે કૃષ્ણની ભક્તિ ગાઈ. નરસિંહે પણ પુરુષપણુ ભૂલી સ્ત્રીભાવે કૃષ્ણને ભજ્યા અને ગોપીભાવે કૃષ્ણભક્તિના પદો રચ્યા, આ રીતે ભક્તિસાહિત્યની પરંપરા આરંભાઈ. ક્રિયાકાંડ અને જ્ઞાનવૈરાગ્ય કરતા મુમુક્ષુઓને ભક્તિ સહજ અને સરળ લાગી, તેમ ભક્તોની ચારિત્રગાથાઓએ પણ જનસામાન્યને આકર્ષ્યો. ભક્તોના ચરિત્રનિરૂપણમા પણ ભક્તિનો મહિમા દર્શાવાતો તેથી તે પણ ભક્તિ સાહિત્યનો જ એક પ્રકાર ગણાય

ભક્તિકવિતાનો એક આવિષ્કાર પદબંધ ઊર્મિકવિતા છે, તેમ બીજો આવિષ્કાર ભક્તોના ચરિત્ર આલેખતા આખ્યાનો છે. જૈન રાસયુગમા કથાનકોવાળા કાવ્યો રચાતા, જેને 'રાસાઓ' કહેવામા આવે છે નરસિંહ પહેલા રાસાઓ તરીકે ઓળખાતા આ કથાનકો સવૈયા દોહરા, ચોપાઈ જેવી દેશીઓમા રચાતા અને તેમાં પણ ઠવણી કડવક જેવા વિભાગો આવતા 'રાસ' શબ્દ એ ધાર્મિક કથાનક માટેની એક સંજ્ઞા બની ગયો જૈનેતર કવિઓએ પણ કથાનકના અર્થમા રાસ શબ્દ પ્રયોજ્યો છે.

અજાણતાં મિ કિયો રાસ,
કહી નાકર હું હરિનો દાસ

હેમચંદ્રાચાર્ય અને તેમની પછીના નરસિંહ સુધીના સમયમા 'આખ્યાન' શબ્દ વપરાયો નથી પરંતુ જુદે જુદે નામે અને સ્વરૂપે ચરિત્રો લખાયાં છે. નરસિંહે 'કૃષ્ણલીલા', 'દાણલીલા', 'સુદામાચરિત' વગેરે લખ્યા છે. કૃષ્ણમાંની તન્મયતાને કારણે તેમા પરલક્ષિતાને સ્થાને આત્મલક્ષિતા આવી આમ છતા તેના ઉર્મિતા અને ચાતુરી ભાલણ તા કાવ્યોમા આખ્યાનના તત્વો છે પરંતુ કડવાબદ્ધ આખ્યાનપદ્ધતિનો

સૌ પ્રથમ વિકાસ તો ૫ દરમી સદીના ઉત્તરાર્ધમા થોના સંસ્કૃત મહા કાવ્ય અને પુરાણોના અભ્યાસી ભાલણે કર્યો છે :

સસ્કૃત કહિણુ તે ગણુ તે પ્રીછે,
સાભળવા કરે મન
મુગધ રસિક સાભનવા ઈછિ,
પણિ પ્રીછિ નનિ જાર

—એ પ્રમાણે સસ્કૃતથી અનભિજ્ઞ પ્રાકૃત
અને કાવ્યોનો આસ્વાદ કરાવવા તેણે સંસ્કૃતમાં
આપી 'માર્કંડેય પુરાણ' ઉપરથી 'સપ્તશતી', 
'મૃગીઆખ્યાન, 'મહાભારત'માથી 'નળાખ્યાન',
ભાગવત'માથી 'દશમસ્કધ', ધ્રુવાખ્યાન' વગેરેને
છે આખ્યાન—સ્વરૂપનો વિધાયક ભાલણ હ
ચોક્કસ ઘાટ આપનાર નાકર હતો ઉથનો કે વ
આરભ નાકરે કર્યો ભાલણનાં આખ્યાનોમા
અશ છે તો નાકરના આખ્યાનો સપૂર્ણ પરતકી
'હરિશ્ચન્દ્રાખ્યાન, 'ચદ્રહાસ આખ્યાન', 'નળા
તેની ઉલ્લેખનીય કૃતિઓ છે

ઊર્મિપ્રધાન પદોના નરસિંહયુગ પછી આખ્યાન કાવ્યોનો નાકરયુગ શરૂ થયો નરસિંહ પહેલાના યુગને જેમ રસયુગ તરીકે ઓળખવામા આવે છે તેમ તેની પછીના યુગને નાકરયુગ અથવા આખ્યાનયુગ તરીકે ઓળખવામા આવે છે નાકર પછી આખ્યાનયુગના ઉત્તરાર્ધને પ્રેમાનદ પોતાની નૈસર્ગિક અને અભિનવ ઉન્મેશશાની પ્રતિભાને બળે પોતાનુ નામ આપી ગયો પ્રેમાનદ સૌ આખ્યાનકારાનો મુકુટમણિ છે,

## ૨

# આખ્યાન સ્વરૂપ અને તેનાં ઘટક અંગો

જૈન સમાજ પરત્વે રાસ સાહિત્યનું જે કાર્ય છે તેવા જ પ્રકારનું કાર્ય લોકશિક્ષણ, લોકરંજન અને પરધર્મી શાસન હેઠળના પ્રતિકૂળ વાતાવરણમાં ધૈર્યરક્ષણનું, જૈનેતર સમાજ પરત્વે આખ્યાનસાહિત્યનું છે. હિંદુ ધર્મમાં કર્મકાંડથી બીજો ક્રમ પુરાણકથાના શ્રવણનો છે અને એને લીધે કથાકારોનો, પુરાણીઓનો વર્ગ પણ ઊભો થયો, જે કથાના વ્યવસાયથી પોતાનું યોગક્ષેમ જાળવતો આ વ્યવસાયમાંથી માણભટ્ટોની એક નવી સંસ્થા અસ્તિત્વમા આવી. કથાકારોનો એક વર્ગ સંસ્કૃત પુરાણો ઉપરથી કથાઓ કરતો તો માણભટ્ટોનો આ વર્ગ સંસ્કૃત પુરાણોના ઉપાખ્યાનો પસંદ કરી, તેને કેટલાક રૂપાંતર સાથે સમકાલીન લોકભાષામાં તેની ગેય રચનાઓ કરી લોકો સમક્ષ રજૂ કરતો. પ્રેમાનંદ માણભટ્ટ હતો કે નહિ એ પ્રશ્ન ચર્ચાસ્પદ છે. શ્રી મુનશી અને રમણલાલ દેસાઈએ માણભટ્ટ પ્રેમાનંદનું રમ્ય શબ્દ ચિત્ર આલેખી બતાવ્યું છે. પ્રેમાનંદનાં આખ્યાનો માણભટ્ટની શૈલીનાં છે એ વિશે બે મત હોઈ શકે નહિ. પરંતુ માણભટ્ટો સામાન્ય રીતે મહાભારતના જ પ્રસંગો ગાતા હોય છે એવી પરંપરા છે, જ્યારે પ્રેમાનંદનાં આખ્યાનો અન્ય પુરાણોમાથી પણ ઉપાખ્યાનો લઈ આવે છે. એના આખ્યાનોમાં કેટલીક કડીઓ એવા સંસ્કૃતપ્રચુર છે જે એક માણભટ્ટનો પ્રાકૃત શ્રોતા ન સમજી શકે. એથી એક બીજો મત એવો છે કે પ્રેમાનંદ હરિદાસી પદ્ધતિએ કથા કરનાર શિષ્ટ સમાજનો કથાકાર હતો.

રાસયુગમાં કથાનકવાળી કૃતિઓને 'રાસ' સંજ્ઞાથી ઓળખવામાં આવતી એ ઉપરથી અનુમાન કરવામાં આવ્યું છે કે રાસમાંથી આખ્યાન પ્રકાર સંભવ્યો છે. ભાલણ અને ભાલણ પછીના કેટલાક કવિઓ આખ્યાનની સાથે રાસ શબ્દ ક્યારેક પ્રયોજે છે. પરંતુ આ '

પોતાની કૃતિઓના વસ્તુ વિશે જેટલા સભાન હતા તેટલા કૃતિના પ્રકાર વિશે કે તેની સંજ્ઞા વિશે સભાન ન હતા :

તાલમય સકલ અર્થ પ્રબંધ બાંધ્યું નલ-આખ્યાન

અને

યુધિષ્ઠિર આનંદ પામ્યા સાંભળી આખ્યાન

એમ 'નળાખ્યાન'ના આરંભે અને અંતે 'આખ્યાન' સંજ્ઞાનો સભાનપણે પહેલો પ્રયોગ કરનાર ભાલણ જ્યારે કાદંબરીના પૂર્વ ભાગના અંત ભાગમાં 'ભાપાઈ કીધું આખ્યાન, રસિક મુગ્ધ રીઝવવા ગાન' એમ કહી 'કાદંબરી'ને પણ 'આખ્યાન' તરીકે ઓળખાવે છે ત્યારે એવા અનુમાન પર આવવું પડે છે કે તેના સમયમાં કેવળ ધાર્મિક પૌરાણિક કથાનકવાળી રચના તે જ આખ્યાન એવી સમજ રૂઢ થઈ ન હતી. એ જ ભાલણ 'દશમસ્કંધ'ના 'રુક્મણી-હરણ'માં—'ગાન કરે જે પ્રેમ શું' એ રુક્મણીવિવાહ રાસ—રાસ શબ્દનો પ્રયોગ આખ્યાનના અર્થમાં કરતો જણાય છે. તેના અનુગામી આખ્યાનકારો, નાકર અને વિષ્ણુદાસ પણ 'રાસ' શબ્દનો પ્રયોગ ક્યારેક 'આખ્યાન' (અજાણતા મિ કીધો **રાસ** (નાકર). રામકૃપાએ કીધો **રાસ**, કર જોડી કહે વિષ્ણુદાસ) માટે કરે છે પરંતુ 'રાસ' અને 'આખ્યાન' વચ્ચે એક માત્ર કથાનકનું જ સામ્ય છે. 'રાસ' તો વિવિધ તાલ અને લયયુક્ત ૬૪ કે તેથી વધુ યુગલોથી (અને અનેક નર્તકીઓથી) ખેલાતો નૃત્યક્ષમ પ્રકાર છે, એમ[1] હેમચંદ્રાચાર્યે નોંધ્યું છે જ્યારે 'આખ્યાન' તો કંઈક અભિનય, કંઈક પઠન, કંઈક ગીત સાથે કેવળ વાણીદ્વારા જ કહેવાતી બહેલાવીને રજૂ કરવાનો કાવ્ય પ્રકાર છે.[2]

---

१ | अनकनर्तकीयोज्य चित्रत ललयान्वितम् ।
| आचतुःषष्टियुगलाद्रासकं मसृणोद्धतं ।

२ आख्यानसंज्ञां तद् लभते यद् अभिनयन् पठन् गायन् . . .

આ. હેમચન્દ્ર

આમ 'રાસ' અને 'આખ્યાન' સંજ્ઞા બહુ જ શિથિલ રીતે યોજાતી હતી.

आख्यानं पूर्ववृत्तोक्तिः એ આખ્યાનનું લક્ષણ બાંધી આપે છે. પૂર્વના કોઈક વૃત્તનું, કોઈક ઘટનાનું કથન તે આખ્યાન. આખ્યાનનું વસ્તુ પૂર્વખ્યાત અથવા લોકખ્યાત હોવું જોઈએ એ તેની મુખ્ય શરત છે. પરંતુ પૂર્વખ્યાત એટલે પૂર્વે સાંભળેલી અથવા વાંચેલી ઘટના એવો અર્થ પૂરતો નથી. એવો અર્થ કરતાં 'કાદંબરી'નું વસ્તુ પણ 'આખ્યાન'ના વસ્તુક્ષેત્રમાં આવી જાય. પરંતુ 'વૃત્ત' શબ્દ પૂર્વે બનેલી ઘટનાનો આગ્રહ રાખે છે. મહાભારત, રામાયણ અને પુરાણ ગ્રંથોમાંથી વસ્તુ લેનારા કવિઓને એની ઘટનાઓની સત્યતા વિશે શંકા ન હતી અને નરસિંહ આદિનાં ચરિત્રો પણ વૃત્ત તરીકે આખ્યાનમાં સ્થાન પામે છે. 'કાદંબરી' જેવી કલ્પિત વસ્તુને નિરૂપતું કાવ્ય 'આખ્યાન' નથી. સંસ્કૃતની આખ્યાયિકાઓને મધ્યકાલીન ગુજરાતી આખ્યાન સાથે સામ્ય નથી, તેમ ઉપાખ્યાનો તે આખ્યાનો નથી. હેમચંદ્રાચાર્યે ઉપાખ્યાન અને આખ્યાનનો ભેદ દર્શાવતાં કહ્યું છે તેમ મહાભારત જેવા ગ્રંથોમાં નળ વગેરેના કથાપ્રસંગો તે ઉપાખ્યાનો અને અભિનય સાથે કોઈ કથે તે આખ્યાન[૧].

આખ્યાનનું કડવાંબદ્ધ માળખું ક્રમશઃ ઘડાયું છે. કડવાબદ્ધ આખ્યાનનો પ્રથમ રચયિતા ભાલણ હતો. તેના પહેલાં નરસિંહે 'ચાતુરી ગોડશી', 'સુદામાચરિત', 'હારમાળા' વગેરે પદયુક્ત રચનાઓ આપી છે તે પણ આખ્યાનને મળતી છે અને એમાંથી પછીના કવિઓ 'કુંવરબાઈનું મામેરું' જેવાં આખ્યાનો રચી શક્યા છે. ભાલણે 'દશમસ્કંધ' પદોમાં રચેલ છે. પરંતુ પદનો વ્યાપ વધતાં તે કડવાનું સ્વરૂપ લેતું ગયું અને આરંભની પંક્તિઓ મુખ (ધ્રુવા અથવા ધત્તા)

---

૧. प्रवन्धमध्ये परबोधनार्थं नलाद्युपाख्यानमिवोपाख्यानम् अभिनयन् पठन् गायन् यदेको ग्रन्थिकः कथयति तद् गोविन्दवद् आख्यानम् ।
–હેમચંદ્રાચાર્ય.

અને પછીનો પ્રસંગ આલેખનો ભાગ ઢાલ તેણે મૂક્યો. ભાલણે પોતાના આખ્યાનોના એકમને 'કડવુ' તરીકે ઓળખાવ્યુ છે. પરંતુ તેના પહેલા સાહિત્યદર્પણકાર વિશ્વનાથ અને છંદાનુશાસનકાર હેમચન્દ્રાચાર્ય આ સંજ્ઞાની નોંધ લે છે વિશ્વનાથ અપભ્રંશ રચનાના સર્ગને 'કુડવક' તરીકે ઓળખાવે છે[૨] તો હેમચન્દ્રાચાર્ય સંધિકાવ્યના એકમ તરીકે કડવાને ઓળખાવી તેની આરંભ અને અંતની પંક્તિઓને 'ધ્રુવ' સંજ્ઞાથી ઓળખાવે છે.[૧] ભાલણના અનુગામીઓમા વીરસિંહ, જનાર્દન, ભીમ વગેરે આખ્યાનકાર કડવાબંધને સળંગ રચના આપે છે જ્યારે નાકર વગેરે કવિઓ કડવાબંધને સ્વીકારે છે, એ કડવાનો 'ઢાલ' રાસ અને ફાગુ રચનાઓમા આવતા ભાસ[૩] અને 'કડીની' જેમ એક એકમ જ છે

હેમચન્દ્રાચાર્ય કડવાના આરંભ અને અંતમા ધ્રુવક આવે છે એવો નિર્દેશ કર્યો છે ભાલણ કડવા આરંભમા ધ્રુવકડી મૂકી હતી.[૧] પરંતુ નાકરે કડવાને અંતે 'ઊથલો' કે 'વલણ' નામથી ધ્રુવક મૂકવાની શરૂઆત

---

૨. અપભ્રંશનિબદ્ધેઽસ્મિન્ સર્ગાઃ કુડવકાભિધાઃ...... ।

૧. સંધ્યાદૌ કડવકાન્તે ધ્રુવં સ્યાદિતિ ધ્રુવા ધ્રુવકં ઘત્તાઃ

૩. કડવું શબ્દની વ્યુત્પત્તિ વિશે નિશ્ચિતતા નથી. કેટલાક તેને સં. કડવક કટક–કટપ્ર અથવા કટાક્ષ ઉપરથી વ્યુત્પન્ન માને છે. શ્રી. કે. કા. શાસ્ત્રી કડવક–કડવઅ કડવડું કડીઓનો સમૂહ એવી સંભાવના ઉપરાંત વિશ્વનાથે યોજેલા કુડવક શબ્દ ઉપરથી કુડપ (તેલ ભરવાનું ચામડાનું કુલ્લું) સાથે તેનું સામ્ય અનુમાની તાંબાની માણ પહેલાં ચામડાની માણ વગાડી અંધિયો આખ્યાન કરતા હશે એવી શક્યતા દર્શાવી છે. 'કડવું' શબ્દને સ્વાદ સાથે કોઈ સંબંધ નથી. પરંતુ માધુર્યલક્ષી કવિ દયારામને તે શબ્દ ખૂંચ્યો તેથી તેમણે 'કડવાં' ને 'મીઠાં' કહ્યાં.

૧. આ ધ્રુવકડીઓમા ક્યારેક સાંકળીની રચના ભાલણે આપી છે :

કરી 'ઊથલા'નુ સૂચન નાકરને સંભવત જૈન રચનામા આવતી સાંકળી રચનામાંથી મળ્યુ હશે જૈન રાસક અને ફાગઓમા કેટલીક રચનાઓમા કડીનુ છેલ્લું ચરણાર્ધ બદલાયલી દેશીની કડીનું પહેલું ચરણાર્ધ બનતુ જોવા મળે છે.[૨] એમ 'ઊથલો' અથવા 'વલણ'મા 'ઢાળ'ની છેલ્લી કડીનુ છેલ્લું ચરણાર્ધ 'વલણ'નુ પહેલુ ચરણાર્ધ બને છે આમ જ્યારે નાકરે કડવાના આકારને ચોક્કસ સ્વરૂપ આપ્યુ અને પ્રેમાનંદે આખ્યાનો રચવા માંડ્યા ત્યારે કડવાનું બંધારણ આ પ્રમાણે હતુ. ૧. મુખબંધ: જે રાગમા આખી દેશીનો લય યોજવામા આવ્યો હોય છે તે જ લયમા મુકાયલી પંક્તિઓ પ્રાસ્તવિક તરીકે આવે છે. આ પંક્તિઓમાં કડવાના મુખ્ય ભાગમાં નિરૂપાનાર ઘટનાનુ સૂચન હોય છે સ્વ કે. હ. ધ્રુવે તેને 'મ્હોડિયુ' તરીકે ઓળખાવ્યું છે આ પ્રકારના 'મ્હોડિયા' અથવા 'મુખબંધ' બે પંક્તિઓમા હોય છે. પરંતુ ક્યારેક ચાર પંક્તિનુ મ્હોડિયુ પણ જોવા મળે છે. ઉદા પ્રેમાનંદના 'ચંદ્રહાસ આખ્યાન'નું મ્હોડિયુ

---

કડવું : ૧૯

બૃહદશ્વ મુનિ બોલીયા રે સુણ યુધિષ્ઠિર રાજન
નળ ગયો નારી તજી રે, કળિયુગે ભુલાવ્યુ ભાન
ઢાળ
ભાન ભુલાવ્યું કળજુગે... ...

૨ સુરંગાભિધનેમિફાગમા રાસકની કડીનું છેલ્લુ ચરણ '
સુરનર કિન્નરવર નિત વંદિત, કામિત ફલ દાતાર રે.
અઢૈની પહેલી કડીનું પહેલુ ચરણ'
**કામિત ફલ દાતાર**, સામી નેમિકુમાર.
નાકરના આખ્યાનમા :

ઢાળ
પાત્રક સેવા સર્વ મુકી, રાય એકલા ધાયા કેડ
વલણ
એકલા ધાયા કેડે રાન ..... . ... ..

ચાર પંક્તિનું છે, જ્યારે ૧૯મા કડવાનું મોઢિયું દશ પંક્તિનું પણ છે, જે અપવાદરૂપ જણાય છે

૨ ઢાળ: કડવાના મુખ્ય ભાગને ઢાળ, ચાલ અથવા દેહ તરીકે ઓળખવામા આવે છે આ પથરાટવાળા ભાગમા કડવાની મુખ્ય ઘટનાનુ નિરૂપણ થતુ હોય છે

૩ વલણ અથવા ઊથલો ઢાળને અંતે બે પંક્તિઓમા કડવાના વક્તવ્યને સમેટી લેવામા આવે છે, કડવાના પ્રારંભનો મુખબંધ જેમ પ્રસ્તાવનાનુ કાર્ય કરે છે તેમ ઊથલો પ્રસ્તુત કડવાનો સાર સંક્ષેપમા આપવા સાથે પછીના કડવા સાથે અનુસંધાનરૂપ કડીનું કાર્ય પણ કરે છે ઢાળ સાથે ઊથલાનો સાંકળીનો સંબંધ નિયમ તરીકે આવે જ છે

ભાલણના આખ્યાનો આરંભમા પદના એકમવાળા હતા અને પછીથી કડવાબદ્ધ બન્યા હતા, પરંતુ પદરચના સાથે ઊર્મિમયતા હતી, તે તેના કડવાબદ્ધ આખ્યાનોમા પણ વધતે ઓછે અંશે જળવાઈ રહી હતી એના આખ્યાનોમા ઊર્મિ અને કથનાંકનો સુમેળ હતો, તે નાકરમા રહેતો નથી નાકરના આખ્યાનો શુદ્ધ વસ્તુલક્ષી શૈલીના યોગ્યતાવાળા કથાનકો છે અને એણે શરૂ કરેલી પરંપરાને પ્રેમાનંદ પણ સ્વીકારી લે છે અને ક્યારેક કરુણના નિરૂપણમા ઊર્મિશીલતા આવવા છતા, વસ્તુલક્ષી શૈલીના કથાનકોવાળા આખ્યાનો આપે છે

**આખ્યાનના ઘટક અંશો :**

સમાપ્તિકામો મંગલમાચરેત્ એ સંસ્કૃત પ્રણાલિને અનુસરી આખ્યાનની નિર્વિઘ્ન સમાપ્તિ માટે આખ્યાનકાર ગણપતિ અને સરસ્વતીનુ સ્તવન કરી પોતાના ગુરુ અને ઇષ્ટ દેવનું પણ સ્મરણ કરતો ક્યારેક આ સ્તવનો બે પંક્તિમા જ પૂરા થતા તો ક્યારેક આખુ કડવુ પણ તે માટે યોજાતું. નાકરે તેના ઓખાહરણ અને ચન્દ્રહાસ આખ્યાનમા ગણપતિ સ્તવન માટે આખુ કડવુ રોક્યું છે તે જ રીતે પ્રેમાનંદ પણ ઓખાહરણનુ પહેલું કડવુ ગણપતિ અને શારદાની સ્તુતિમા જ

ગોરે છે, જ્યારે 'નળાખ્યાન'ના આરંભે બે જ પંક્તિમાં સ્તુતિ પતાવી દીધી છે પ્રેમાનંદ સુધીના આખ્યાનકારોમાં મંગલાચરણ વિશે કોઈ નિયમ જણાતો નથી પરંતુ પ્રેમાનંદ મંગલ સ્તુતિ સાથે આખ્યાન વસ્તુનો પ્રાથમિક પરિચય આપવાની પ્રથા શરૂ કરે છે, એ પછીના આખ્યાનકારો અનુસરે છે ઓખાહરણ તેના પ્રારંભકાળનું આખ્યાન છે, તેથી તેમાં આખું કડવું સ્તુતિ માટે રોકી કેવળ વલણમાં જ ઓખાહરણનો નિર્દેશ કરી, બીજા કડવામાં તે વસ્તુનો આરંભ કરે છે પરંતુ ઓખાહરણ પછી તરત જ રચાયેલા 'ચન્દ્રહાસ આખ્યાન'માં તે ગ્રંથ ચાલતો થાય' તે માટે પાંચેક પંક્તિમાં ઇષ્ટ દેવો અને ગુરુનું સ્મરણ કરી, સીધો વસ્તુપ્રવેશ કરાવી દે છે નળાખ્યાન, કુંવરબાઈનું મામેરું, સુદામાચરિત અને દશમસ્કંધમાં પણ વસ્તુપ્રવેશ માટે તે વિલંબ કરતો નથી 'રણયજ્ઞ'માં તે ફરી એક આખું કડવું સ્તવન માટે યોજે છે, કારણ આ તો તેના પરમ ઇષ્ટ દેવ રામના મહિમાનું[1] કાવ્ય છે અને તેથી તે મુગ્ધ ભક્તિથી આખું કડવું સ્તુતિ માટે યોજે એ સહજ છે.

પ્રત્યેક આખ્યાન સાથે ફલશ્રુતિ સંકળાયેલી હોય છે ફલશ્રુતિ એટલે આખ્યાનના કથન અને શ્રવણનું મહિમાવર્ણન આખ્યાન સાંભળવાથી અમુક પાપ નષ્ટ થાય, આપત્તિ દૂર થાય અને પુણ્ય સંપાદન થાય, એવું કથન કરી શ્રોતાવર્ગમાં શ્રદ્ધા ઉત્પન્ન કરી તે સાંભળવા તને અભિમુખ કરવાનો હેતુ આ ફલશ્રુતિ પાછળ હોય છે આ શ્રદ્ધા પરંપરાગત હોય છે ફલશ્રુતિ સામાન્ય રીતે આખ્યાનને અંતે હોય છે પરંતુ ક્યારેક આરંભમાંયે આવતી હોય છે, ભાલણના 'ચંડી આખ્યાન'માં ફલશ્રુતિ ચાર વાર અને હરિરામના સીતાસ્વયંવર'માં બે વાર ફલશ્રુતિ આપવામાં આવી છે ફલશ્રુતિ ક્યારેક આખ્યાનકાર સીધે સીધી જણાવે

1 છે રામનામનો મહિમા મોટો, શંકર સમ્યક જાણે
તારકમંત્ર તારે ભવસિંધુ મહિમા વેદ વખાણે
પ્રેમાનંદ 'દશમસ્કંધ' જેવી કૃષ્ણમહિમાની રચના પણ રઘુપતિને શિવ નામી' આરંભે છે એ નોંધવું જોઈએ

છે તો ક્યારેક કોઈ પાત્રને મુખે કહેવડાવે છે. પ્રેમાનંદના 'ઓખાહરણ'માં બ્રહ્મા પોતે વરદાનરૂપે જ્વરને કહે છે :

ઓખાહરણ સુણે ધરી ભાવ, તેનો જાય અઢારણ તાવ

ત્યારે 'નળાખ્યાન'માં પ્રેમાનંદ પોતે ફળશ્રુતિ વર્ણવે છે

ભાવે કહાવે જે સાંભળે તે થાય પરમ પવિત્રજી;
ઋતુપર્ણ ને નળદમયંતી યુધિષ્ઠિર ઋષિ નાગજી;
એને સમરે પ્રાતઃકાળે ત્યાં નહિ કળિનો લાગજી

તે જ રીતે રણયજ્ઞને અંતે પણ કહે છે :

ભણે સાંભળે નરનારી પંચ તીર્થ ફળ થાયજી,
બ્રહ્મહત્યાદિક પાતક નાસે, તેના ભવદુઃખ જાયજી

'સુદામાચરિત'ને અંતે કહે છે

સુદામાનું ચરિત્ર સાંભળે, તેનું દુઃખ દારિદ્ર જાય,
ભવદુઃખ પામે મુક્તિ પામે, ભણે માધવરાય

'મામેરું' ગાનારાં અને સાંભળનારાં પણ દારિદ્ર તરે એમ પ્રેમાનંદ કહે છે

આખ્યાનકાર કૃતિના આરંભમાં અથવા અંતે પોતાનો સ્વલ્પ પરિચય પણ આપતો જેમાં પોતાના માતાપિતાનો અને ગુરુનો નામોલ્લેખ કરી જ્ઞાતિ અને ગામનો નિર્દેશ કરી તે સંતોષ માનતો. આખ્યાનના આરંભમાં પ્રસ્તુત આખ્યાનનું વસ્તુ મૂળ ક્યા પુરાણમાંથી લીધું છે તેનો નિર્દેશ કરી આખ્યાનકાર ઋણસ્વીકાર કરતો જણાય છે પરંતુ પોતાના પુરોગામી આખ્યાનકારોમાંથી પોતે કેટલું લીધું છે તે સૂચવવાની તેને જરૂર જણાઈ નથી. આખ્યાનને અંતે આખ્યાનનાં કડવાં કેટલાં છે, કેટલી કડીઓ છે, તેનો નિર્દેશ કરી તે ક્યા વર્ષમાં પૂરું કર્યું તે પણ દર્શાવતો પરંતુ ક્યારેક આ સમયનિર્દેશ ભ્રમભરેલો પણ જણાયો છે.[1] કેટલીકવાર લહિયાઓ અને કથાકારોએ પ્રસ્તુત

૧ પ્રેમાનંદે 'ચંદ્રહાસ આખ્યાન' સં ૧૭૦૭ના સિંહસ્થ વર્ષની સંધિએ

કૃતિઓમા કરેલા પ્રક્ષેપોને લીધે કડી અને કડવાની સખ્યામાં પણ ફેરફાર જણાય છે

આખ્યાનનાં મહત્ત્વનાં અગોમાં **કથાવસ્તુનું** સ્થાન પ્રથમ છે આગળ નોધ્યું છે તેમ આખ્યાનનુ વસ્તુ પૂર્વવૃત્ત હોવુ જોઈએ, આવુ પૂર્વવૃત્ત કથાવસ્તુ પૌરાણિક અને અપૌરાણિક એ બે વર્ગનું રહેતુ મહાભારતમાથી નળાખ્યાન, અભિમન્યુ આખ્યાન, ભાગવતમાથી દશમસ્કધ, ધ્રુવાખ્યાન, પ્રહ્‌લાદ આખ્યાન, માર્કંડેયપુરાણ ઉપરથી ચંડીઆખ્યાન રામાયણમાથી રણયજ્ઞ, સીતાસ્વયંવર વગેરે પહેલા વર્ગની રચનાઓ છે ક્યારેક આખા ગ્રંથને ગુજરાતીમાં ઉતારવાનો પણ પ્રયાસ થતો નાકરે મહાભારત અને વલ્લભ ભટે ભાગવતના દશમ સિવાયના બાકીના સ્કંધો ગુજરાતીમા ઉતાર્યા છે બીજા વર્ગમા 'મામેરુ', 'હૂંડી' શામળશાનો વિવાહ, સગાળશાચરિત, ચેલૈયાખ્યાન વગેરે ભક્તજનોનાં ચરિત્રો આવે છે પહેલા વિભાગમા આખ્યાનકારને પોતાની પ્રતિભાને ચમકાવવાની વધુ મોકળાશ રહેતી ભાલણે પુરાણોમાથી ઉપાખ્યાનો પસંદ કરી, બહુધા તેને પ્રામાણિકપણે અનુસરવાનો પ્રયાસ કર્યો છે તેનુ ચંડીઆખ્યાન માર્કંડેય પુરાણમાની સપ્તશતીનુ ભાષાતર છે. નળાખ્યાનમા પણ તે મહાભારતના નલોપાખ્યાનના વસ્તુને બહુધા અનુસરે છે અને જ્યા ફેરફાર કર્યા છે ત્યા તેણે સંસ્કૃત સાહિત્યની પ્રશિષ્ટ કૃતિઓ નૈષધચરિત અને નલચપૂનો આધાર લીધો છે અને તે વાતનો સ્ફોટ પણ કર્યો છે. એ જ પ્રમાણે માધવનું ઉષાહરણ, વિષ્ણુદાસના મહાભારતના પર્વો, અને ગિરધરનુ રામાયણ પણ મૂળકૃતિના કાટછાટ સાથેના અનુવાદો છે પરંતુ નાકર અને પ્રેમાનંદ જેવા આખ્યાનકારો પોતાની નૈસર્ગિક પ્રતિભાને મુક્ત રીતે વિહરવા દેતા અને મૂળ વસ્તુમા, શ્રોતાવર્ગની રુચિને લક્ષમા

---

જેઠ સુદ સાતમને સોમવારે પૂર્ણ કર્યું એમ જણાવ્યુ છે પરતુ એ વર્ષમા જેઠ માસમા સુદ સાતમ અને સોમવારનો યોગ મળતો નથી 'નળાખ્યાન'ની પણ સ. ૧૭૩૩, ૧૭૪૮ અને ૧૭૬૨ એમ ત્રણ જુદી જુદી રચ્યાસાલ મળે છે

રાખી અનેક ફેરફારો કરતા. આ ફેરફારો ઘણીવાર એટલા વિપુલ પ્રમાણમાં થતા કે આખ્યાનો લગભગ સ્વતંત્ર કૃતિ બની જતાં. તે Copy Right નો જમાનો ન હતો. બીજાની રચનામાંથી પોતે અમુક ઘટના ઉપાડે છે એમાં મોટો ગુનો કરે છે એવું કોઈ આખ્યાનકાર માનતો ન હતો. એથી આખ્યાનકારો પુરોગામી આખ્યાનકારોના નિરૂપણનો નિ:સંકોચ લાભ ઉઠાવતા. શ્રી ઉમાશંકરે અવલોક્યું છે તેમ પ્રેમાનંદે વિશ્વનાથ, વિષ્ણુદાસ અને નાકરના ખજાનામાંથી લખલૂટ ચલાવી છે અને એથી શ્રી. મુનશીએ પ્રેમાનંદને A prince of plagiarist તરીકે ઓળખાવ્યો છે. પરંતુ જેમ ખબરદાર આ પ્રકારની લૂટને 'બાદશાહી લૂટ' કહેતા તેમ આખ્યાનકારોને એમાં કોઈ સંકોચ ન હતો અને પ્રેમાનંદ જેવા આખ્યાનકારો તો નિરૂપણની વિશિષ્ટ રીતિ, <u>પ્રસંગની અભિનવ સંયોજના, રસનિરૂપણ અને સંક્રમણની આગવી શક્તિ અને પાત્ર તેમ વાતાવરણના ગુજરાતીપણાથી, પુરોગામીઓના</u> ઋણ છતાં <u>પોતાના આખ્યાનોને સ્વકીય</u>તા અર્પે છે. અપૌરાણિક આખ્યાનોમાં પણ ચરિત્રનાયક ભક્તના જીવનના ચમત્કારપૂર્ણ પ્રસંગને કેન્દ્રમાં રાખી આખ્યાનકાર તેની આજુબાજુ, તથ્યને બાધ ન આવે તે રીતે વસ્તુની ગૂંથણી કરતો. પ્રેમાનંદે મૂળ વસ્તુમાં કરેલા ફેરફારો, પુરોગામીઓની રચનામાંથી લીધેલી ઘટના વગેરેનું નિરૂપણ યથાસ્થાને કર્યું છે.

આખ્યાનોમા વિવિધ રસનું નિરૂપણ અગત્યનુ અંગ છે. વસ્તુ લોકખ્યાત હોઈ, તેમાં રસની ઉત્કટતા ન હોય તો શ્રોતાઓના મન ઉપર તે પકડ જમાવી શકતું નથી. તેથી ઉત્કટ રસનિરૂપણ અને એક રસમાંથી બીજા રસમાં અનાયાસ સંક્રમણ આખ્યાનકલાનું અગત્યનું તત્ત્વ છે. રસની ઉત્કટતા સાધવા માટે આલંબન અને ઉદ્દીપન વિભાવ અને સંચારી ભાવનું આલેખન વિગતે થતું. શૃંગાર, કરુણ, વીર જેવો એક રસ પ્રધાન રહેતો તો બીજા રસ ગૌણ છતાં પૂરક બની રહેતા. 'ઓખાહરણ' શૃંગારરસપ્રધાન રચના છે, તેમાં વીરરસને પણ સ્થાન મળ્યું છે. 'રણયજ્ઞ' વીરરસની રચના છે તેમાં હાસ્ય કરુણ, બીભત્સ

અને અદ્ભુતને પણ અવકાશ છે તો ' મામેરું ' હાસ્યરસની રચના છે. તેમાં કરુણની જમાવટ અસરકારક છે. ' સુદામાચરિત્ર ' શાંત રસની કૃતિ છે, તેમાં હાસ્યરસને પૂરો બહેલાવ્યો છે. 'નળાખ્યાન'માં કરુણ રસ પ્રધાન છે. પરંતુ તેની પડછે હાસ્ય, વાત્સલ્ય, અદ્ભુત જેવા રસો પણ પૂરા ખીલ્યા છે એક રસમાંથી બીજા રસમાં છટકી જવાની કલા તો પ્રેમાનંદ જેવી કોઈ જ કલાકારને સાધ્ય ન હતી.

**પાત્રનિરૂપણ** પણ આખ્યાનકારની શક્તિનો સારો પરિચય કરાવી જાય. સામાન્ય આખ્યાનકારનાં પાત્રો મૂળ કૃતિને વફાદાર અને કઠપૂતળી જેવાં નિર્જીવ લાગે. જ્યારે સ્વતંત્ર પ્રતિભાવાળા આખ્યાનકારનાં પાત્રો જીવંત અને સ્વાભાવિક લાગે. આખ્યાનો સાધારણ રીતે અમુક વ્યક્તિનું ચરિત્ર, મહાત્મ્ય નિરૂપવા આલેખાતાં હોય છે. એથી તે વ્યક્તિનુ અતિશયોક્તિભર્યું નિરૂપણ થવાનો સંભવ ખરો. પ્રેમાનંદની પાત્રસૃષ્ટિ આખ્યાનસાહિત્યમાં એક અભિનવ ઉન્મેષ પ્રગટાવે છે. તેનાં પાત્રો અતિમાનવ નથી. દેવોને પણ તે માનવની કોટિએ લાવીને મૂકી દે છે પુરોગામી આખ્યાનકારોનાં એ જ નામનાં પાત્રો કરતા તેનાં પાત્રો—મત્સ્યસજીવન પ્રસંગે દમયંતી પર આરોપ મૂકતો નળ, પ્રેમઘેલા ઓખા અને અનિરુદ્ધ,પુત્રઘેલાં નંદયશોદા કે દેવકી–વસુદેવ, નમાઈ કુંવરબાઈ કે જમાનાની ખાધેલ વડસાસુ, યુદ્ધઘેલો અભિમન્યુ કે ધૃષ્ટબુદ્ધિ જેવો કુટિલ પ્રધાન એ સૌ લોહીમાંસથી ભરેલાં જીવંત અને સ્વાભાવિક માનવ પાત્રો છે.

આખ્યાનોમાં વસ્તુ જો પુરાણનું હોય તો પણ પુરાણનું વાતાવરણ જમાવવામાં આખ્યાનકાર વિશેષ આગ્રહી જણાતો હોતો નથી. આખ્યાનકાર પાત્ર અને ઘટના પરત્વે સમકાલીન રંગપૂરણી કરતો. લોકમનરંજન આખ્યાનકારનો એક હેતુ હોઈ તેના સમયના રૂઢિરિવાજો, સમાજની લાક્ષણિકતાઓ, આચારવિચાર, પહેરવેશ, શુકનઅપશુકનના વહેમો વગેરે તેમાં લાવતો તેથી શ્રોતા વર્ગને આખ્યાનમાં પોતાના જ

સમય અને સમાજનું પ્રતિબિંબ દેખાતું. કદાચ એથી તે આખ્યાનકારના અને પાત્ર પરત્વે આત્મીયતા અનુભવતો હશે. પ્રેમાનંદના આખ્યાનોમાં તો સમકાલીન રંગપૂરણી એટલી તો તાદૃશ છે કે તેના આખ્યાનો તેના સમયના ગુજરાતદર્શનના દસ્તાવેજી ચિત્રો' સમા લાગે તો નવાઈ નહિ.

૭૨ ૧૦ **શૈલી અને વર્ણનકલા** આખ્યાનકારનું આવશ્યક અંગ છે. આખ્યાનકાર ધારે ત્યારે હસાવે અને ધારે ત્યારે રડાવે એ તો ત્યારે જ શક્ય છે જ્યારે એની પાસે ભાષાપ્રભુત્વ હોય અને ભાવ પ્રમાણે શબ્દોને રમાડી શકતો હોય. જો તેની પાસે પાત્ર અથવા પ્રસંગની વેધક ચિત્રશક્તિ ન હોય તો તેની રચના કટાળાભરેલી બની જાય. એથી ઊલટું પ્રસંગો ભલે નિ:સત્ત્વ હોય પણ આખ્યાનકારમાં સમર્થ ચિત્રશક્તિ હોય તો તેને પણ તે સત્ત્વશીલ બનાવી દે છે. વર્ણનછટા, તાદૃશ ચિત્રો ઉપસાવવાની કલા ઉપરાંત ભાષાની પ્રૌઢિ વાક્છટા—શબ્દની વિવિધ શક્તિઓને પ્રયોજવાની સૂઝની અપેક્ષા આખ્યાનકાર પાસે રહે છે. મોટા ભાગના આખ્યાનોમાં પાત્ર અને સ્થળના વર્ણનો પરંપરાગત હોય છે અને એ દોષમાંથી પ્રેમાનંદ જેવો સાહિત્યસ્વામી પણ મુક્ત નથી. આમ છતાં જ્યાં વર્ણન વિશે પરંપરા ચાલતી આવતી ન હોય અને નવું જ વર્ણન આપવાનું હોય ત્યાં સમર્થ આખ્યાનકારને પોતાની શક્તિ બતાવવાની તક મળી જાય છે.

## ૩

## પ્રેમાનંદ:- જીવનવિષયક સામગ્રીની સંદિગ્ધતા

પ્રાચીન અને મધ્યકાલીન પરંપરા પ્રમાણે પ્રેમાનંદે પણ પોતાને વિશે વિગતવાર માહિતી આપી નથી. તેથી તેના જીવન અને કવન વિશે અનેક કિંવદંતીઓ પ્રવર્તે છે, જેમાંની કેટલીક તો પાછળથી ઈરાદાપૂર્વક ઉપજાવી કાઢવામાં આવી હોય તેમ જણાય છે. ઉદર નિમિત્તે પોતે આખ્યાનો લખ્યાં છે. એમ જણાવનાર અને પોતાની કવિ પ્રતિભા વિશે અત્યંત વિનમ્રતા દાખવનાર પ્રેમાનંદને સ્વપ્નેય ખ્યાલ ન હોય તેવો કવિયશ અપાવવાના પ્રયાસો 'પ્રાચીન કાવ્યમાળા'ના સંપાદકોએ વસ્તુતઃ પોતે સંશોધક તરીકેનો યશ ખાટી જવાના અને ગાયકવાડ સરકારના પ્રાચીન સાહિત્યના પ્રકાશન અંગેના ફંડનો ઉપયોગ કરવાના હેતુથી કર્યા. એ માટેની કંઈક ભૂમિકા નર્મદાશંકરનાં અને નવલરામના ભિન્ન સંદર્ભમાંનાં વિધાનોમાં તેમને મળી રહી અને કેટલીક ઉપજાવવામાં આવી. આ કિંવદંતીઓના અને સંદિગ્ધ અસંદિગ્ધ કૃતિઓનાં જળાંજંખરામાંથી પ્રેમાનંદના સાચા વ્યક્તિત્વ અને કાર્તૃત્વની ઝાંખી મેળવવાનું કાર્ય દુઃસાધ્ય બની રહે છે.

**સમય :**

પ્રેમાનંદે શ્રુતિપ્રોક્ત શતશરદનું આયુષ્ય (૧૬૯૨–૧૭૯૦) ભોગવ્યું હતું એમ માનવામાં આવતું હતું. તેના જન્મ કે મૃત્યુના વર્ષ વિશે ચોક્કસ નિર્દેશ તેની પોતાની કોઈ કૃતિમાંથી મળતો નથી. પરંતુ તેની કૃતિઓની રચનાસવત ઉપરથી તેનો જીવનકાળ અનુમાની શકાય. તેની અસંદિગ્ધ કૃતિઓમાં સૌથી પહેલી રચનાસંવત 'ચંદ્રહાસ આખ્યાન' અને 'અભિમન્યુ આખ્યાન'ની છે. આ બન્ને કૃતિઓ સં. ૧૭૨૭ માં રચાઈ છે, 'ઓખાહરણ'ની રચના સંવત ૧૭૨૩

શંકાસ્પદ છે. સં. ૧૭૨૦ માં રચાયેલું 'લક્ષ્મણાહરણ' પ્રેમાનંદનું ન હોવાનાં અનેક પ્રમાણો મળે છે. તેથી સં. ૧૭૨૭ તેના સર્જનનો પ્રારંભકાળ હશે. તે પહેલાં વીશ બાવીશ વર્ષે તેનો જન્મ અનુમાની શકાય. તેની છેલ્લી કૃતિ 'દશમસ્કંધ' છે; તેની રચના દરમ્યાન જ તેનું અવસાન થયું. અને સુંદરે તે સં. ૧૭૯૬ માં પૂરો કર્યો એમ કેટલીક હસ્તપ્રતો ઉપરથી જણાય છે. પરંતુ હસ્તપ્રતમાં સં. ૧૭૭૩ માં સુંદરે 'દશમસ્કંધ' પૂરો કર્યાનો સ્પષ્ટ નિર્દેશ મળે છે. પ્રેમાનંદના સમકાલીન સૂરતના વલ્લભ ભટ્ટે દશમ સિવાયના પહેલા નવ સ્કંધો સં. ૧૭૬૩ થી ૧૭૬૫ના સમય દરમ્યાન રચ્યા છે. અગિયારમો અને બારમો એ બે સ્કંધો પણ તેણે રચ્યા છે. 'દશમ સ્કંધ' તેણે રચ્યો નથી તેનું કારણ કદાચ એ હશે કે આ સમય પહેલા (સં. ૧૭૬૫) પ્રેમાનંદના દશમની એવી ખ્યાતિ જામી ગઈ હશે (સૂરત સાથેનો પ્રેમાનંદનો સંપર્ક તો સિદ્ધ છે.) જેથી વલ્લભે તે સ્કંધની રચના ન કરી હોય અને પ્રેમાનંદનો જ દશમ ગાયો હશે. આ જાતની ખ્યાતિ મળતાં ચાર પાંચ વર્ષ તો સહેજે થયાં હશે એથી સંભવતઃ સં. ૧૭૬૦ થી સં. ૧૭૬૫ વચ્ચેના સમયમાં તેનું અવસાન થયું હશે અને સુંદરે ત્યાર પછી સં. ૧૭૭૩ માં (અથવા સં. ૧૭૯૬માં) દશમ પૂરો કર્યો હશે. પ્રેમાનંદના મૃત્યુ પછી તરત જ સુંદરે તે પૂરો કર્યો એમ માનવું અનિવાર્ય નથી. જો ૧૭૯૦ ના અરસામાં પ્રેમાનંદનું અવસાન થયું એમ ગણીએ તે સં. ૧૭૪૮ ના રણયજ્ઞ પછી દશમ સિવાય તેની રચેલી બીજી કોઈ કૃતિ મળતી નથી. પ્રેમાનંદ જેવો પ્રતિભાશાળી સર્જક વચ્ચેનાં ચાલીશેક વર્ષ સુધી નિષ્ક્રિય હશે? આમ પ્રેમાનંદનો જીવનકાળ સં. ૧૭૦૫ થી સં. ૧૭૬૦ ના અરસાનો ગણી શકાય.

**ગુરુ રામચરણ બાવા :**

પ્રેમાનંદ બાલ્યાવસ્થામાં જડ અને બાથો હતો અને કોઈ સિદ્ધ-પુરુષના કૃપાપ્રસાદથી તેની પ્રજ્ઞા ખીલી. જો તેની માતા અમુક નિયત સમયે સિદ્ધપુરુષ પાસે તેને લઈ ગઈ હોત તો તે સંસ્કૃતમાં કાવ્યો લખી

શકન, એવી લોકવાયકા છે. કવિ કાલિદાસ માટે છે તેવી કિંવદંતીઓ પ્રેમાનંદ જેવા પરિણત પ્રજ્ઞા ધરાવનાર કવિઓ માટે ઉપજાવવામાં આવે છે 'રામ ચરણકમળ મકરંદ લેવા ઇચ્છે પ્રેમાનંદ' એ પંક્તિના આધારે કોઈક રામચરણ પ્રેમાનંદના ગુરુ હશે એમ કહેવામાં આવે છે. કોઈક વિદ્યાગુરુ પાસે તેણે સંસ્કૃત કાવ્યપુરાણનું વધતું ઓછું જ્ઞાન મેળવ્યું હશે એમાં કોઈ શંકા નથી. વિદ્યા ગુરુમુખ થવી જ જોઈએ એ તો પ્રાચીન પ્રણાલિ છે જ. પરંતુ 'રામચરણ' શબ્દ તેના ગુરુના નામનો નિર્દેશ કરતો નથી. પ્રેમાનંદના ઇષ્ટદેવ રામ હતા. 'દશમસ્કંધ' જેવી ભાગવત પર આધારિત અને કૃષ્ણલીલાની રચનામાં પણ તે અનેકવાર રામનું સ્મરણ કરે છે અને રામ અને કૃષ્ણને એક પ્રમાણે છે.[1] 'રામ ચરણકમળ મકરંદ' શબ્દ તો તેના ઇષ્ટદેવ રામચન્દ્રના ચરણકમળના મકરંદને પામવાની અભીપ્સાનો નિર્દેશ કરે છે. 'શ્રી રઘુપતિને શીષ નામી' 'દશમસ્કંધ'નો પ્રારંભ કરતો પ્રેમાનંદ અનેક કડવાને અંતે વલણમાં રામને સ્મરે છે.[2] જો ઉપરનો શબ્દસમૂહ ગુરુના નામનો નિર્દેશ કરતો હોત તો 'રામચરણ'ની સાથે ગુરુ શબ્દ મૂક્યો હોત. દશમસ્કંધમાં ૫૪માં કડવાને આરંભે[3] પણ પ્રેમાનંદ ગણપતિ અને સરસ્વતી સાથે ગુરુનું સ્મરણ કરે છે, ત્યાં પણ કોઈ નામ નિર્દેશ કરતો

---

૧. પ્રેમાનંદ પ્રભુ રામલીલા થયો તૃતીયો અધ્યાય રે. (કડવું ૧૬)
પ્રેમાનંદ પ્રભુ સીતાપતિ બાંધ્યા ઊખળ સાથ રે. (કડવું ૩૭)
. અવગતિ ગોકુળમાં રમે, પ્રેમાનંદ—પ્રભુ રામ. (કડવું ૧૦૨)

૨. કડવું ૧૬, ૨૭, ૨૮, ૩૦, ૩૩, ૩૬, ૩૭, ૩૮, ૪૦, ૪૬, ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૫૧, ૫૨. ૬૫, ૭૫. કેટલાંક કડવામાં ચાલુ કથા મધ્યાહ્ને પણ તે ઇષ્ટદેવ રામને સ્મરે છે.

૩. ગુરુચરણ પંકજનું ધ્યાન રાખું,
કાળી નાગ શ્રીકૃષ્ણનું જુદ્ધ ભાખું;
ગુરુ ગણપતિ સરસ્વતી શીષ નામું,
શુકવદન વાણીનો પ્રસાદ પામું.

નથી. તેના અન્યં આખ્યાનમાં આવી અનન્ય કવિપ્રતિભાની પ્રસાદી આપનાર ગુરુનો નામોલ્લેખ જો તે ન કરે તો દશમસ્કંધમાં તેમ કરવાનું કોઈ કારણ નહોતું

**ભાષાભક્તિ અને શિષ્યમંડળ વિશે :**

ગુજરાતીની કિંમત 'શુ શાં પૈસા ચાર' હતી અને ગુર્જરાણાં મુર્ખં અષ્ટમ્ એવા આક્ષેપો થતા તેથી ગુજરાતી સમૃદ્ધ ભાષા ન ગણાય ત્યાં સુધી પાઘડી ન પહેરવાની પ્રતિજ્ઞા પ્રેમાનંદે લીધી હતી એવું કહેવાય છે. જે સમયમા ગુજરાતી ભાષા હજુ સાહિત્યિક સ્વરૂપ પામી રહી હતી. ને હજુ તો પ્રેમાનંદે દશમસ્કંધમાં 'ગુજરાતી ભાખા'[1] તરીકે ઓળખાતી છતા 'પ્રાકૃત' અને 'અપભ્રષ્ટ ગિરા'[2] તરીકે ઓળખાતી તે સમયમાં નર્મદ–દલપત સમયનું આવુ ભાષાભિમાન ઉદરનિમિત્ત આખ્યાનો લખનાર વિનમ્ર ભટ પ્રેમાનંદમાં અશક્ય લાગે છે. પ્રેમાનંદની ભાષાભક્તિ તેનુ શિષ્યમંડળ અને પુત્ર વલ્લભ એકબીજા સાથે સંકળાયેલાં છે. શામળની 'અગદવિષ્ટિ'ની સ્પર્ધામા 'પ્રેમાનંદ સુત વલ્લભ' જેમાં રખીદાસના આશ્રિત શામળની ( શામ લક્ષણવંતા–શામલ ક્ષણવંતા ) નિંદા કરી તે 'કૃષ્ણવિષ્ટિ' કાવ્યથી પ્રેમાનદને ગુજરાતી ભાષાનો ઉદ્ધાર થઈ ગયો લાગ્યો ને એક ક્ષણ માટે વારજીએ આણેલી પાઘડી તેણે પહેરી. પરંતુ શામળે સન ૧૭૮૫ 'સુડાબહોતેરી'ની પંદર વાર્તાઓ પૂરી કરી સિંહુજના રખીદાસને સૌ પહેલીવાર સંભળાવી, તો ૧૭૭૭ના 'કુંતિપ્રસન્નાખ્યાન'માં શામળ અને રખીદાસના સંબધની વાત વલ્લભે ક્યાંથી કરી ? શામળે અંગદવિષ્ટિ સ. ૧૮૦૮માં રચી, ત્યાર પછી વલ્લભ કૃષ્ણવિષ્ટિ રચે તો તે સમયે પ્રેમાનંદ જીવંત હશે ! શ્રુતિપ્રોક્ત સો વર્ષનું આયુષ્ય ગણીએ તો પણ સં. ૧૭૯૨ના અરસામાં તો તેનું અવસાન થયુ જ હશે.

---

૧ બાંધું નાગદમણ ગુજરાતી ભાખા : દશમસ્કંધ કડવું ૫૪

૨ આ પાસા વ્યાસ વાચે સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત.

દશમસ્કંધ

ભારોભાર 'મરસી શબ્દો,' 'બિનારસ'ા જેવાં અંગ્રેજીએ બેહદ બનાવેલા ઉચ્ચારણવાળા શબ્દો, અંગ્રેજી વાક્યરચનાની છાયા જેવાં અનેક કારણોએ વલ્લભની કૃતિઓ તો તરકટી પુરવાર થઈ છે અને ઉપર બતાવ્યું તે પ્રમાણે વલ્લભ અને તેને ઉપજાવેલી, પ્રેમાનંદની ભાષાભક્તિ તેમ તેનુ શિષ્યમંડળ પણ કપોલકલ્પિત જ પુરવાર થાય છે. પ્રેમાનંદને અનેક શિષ્યો હતા અને તેમને તેણે જુદી જુદી ભાષાઓમા કાવ્ય રચવાનું કહ્યુ હતુ, એમ કહેવાય છે પ્રેમાનંદના કહેવાતા શિષ્ય વીરજીએ લખેલું 'સુભદ્રાહરણ' સં. ૧૭૨૦મા રચાયેલું છે પ્રેમાનંદની અસંદિગ્ધ કૃતિ સૌ પહેલી સં ૧૭૨૦મા રચાયેલી મળે છે, 'ઓખાહરણ'ની શકારંભ સ ૧૭૨૩ છે અને સંદિગ્ધ કૃતિ 'લક્ષ્મણાહરણ'ની સંવત ૧૭૭૦ છે તો ગુરુ કરતાં શિષ્યે પહેલી રચના કરી હશે? અથવા પ્રેમાનંદે કાવ્યસિદ્ધિ મેળવી તે પહેલા વીરજીએ તેને ગુરુપદે સ્થાપ્યો હશે? વીરજી અને પ્રેમાનંદ સમકાલીન હતા પરંતુ ગુરુશિષ્ય નહિ. એ જ રીતે બીજા શિષ્યો વિશે પણ નિઃશંક પુરાવાઓ મળતા નથી.

### પ્રેમાનંદ–શામળ ઝઘડો :

નર્મદ અને દલપતરામ વચ્ચે જે પ્રકારની જાગ્રત સ્પર્ધા હતી તેવી પ્રેમાનંદ અને શામળ વચ્ચે કલ્પવામા આવી છે 'અષ્ટાવક્રાખ્યાન'માં સુજાતાનુ વિદ્યાવિનોદિની નામ શામળની વિદ્યાવિલાસિનીની હરીફાઈમા છે એમ કહેવાય છે. પણ વિદ્યાવિલાસિની વિનેસકની વાર્તા શામળની નહિ પણ કોઈક જૈન કવિની છે શામળના 'ઉદ્યમકર્મ સંવાદ' પર 'હવે ઉદ્યોગ દિમાયતી, કરવો કવણ ઉપાય' એવો મોઘમ પ્રહાર, તેમ 'કવિઓ નૂમના કે શ્રીના, હળધર બળધર ત્રાસ' જેવી પંક્તિમા રખીદાસની વિડંબના 'દ્રૌપદીહરણ' જેવી સંદિગ્ધ કૃતિમા મળે છે શામળે નારીની નિંદા કરી છે એ વાતનો 'અષ્ટાવક્રાખ્યાન'મા નિર્દેશ કરી, 'નિંદે નારી નકામી' એ જાતની વક્રોક્તિ પ્રેમાનંદે કરી હોવાનું કહેવાય છે. શામળે પણ પ્રેમાનંદના આ પ્રહારોનો ઉત્તર 'મદનમોહના'ને અંતે આપ્યો કે એમ

કહેવાય છે. પરંતુ આ બધું સાચું માનતાં પ્રેમાનંદ અને શામળને સમકાલીન માનવા પડે.

શામળની સૌ પહેલી કૃતિ 'શિવપુરાણ' સં. ૧૭૭૪ની મળે છે અને 'સુડાબહોતેરી' જે સંભવતઃ અંતિમ કૃતિ છે, તે સં. ૧૮૨૧ની છે. શામળનો સર્જનકાળ સં. ૧૭૭૪થી ૧૮૨૧ અને પ્રેમાનંદનો સર્જનકાળ સં. ૧૭૨૭થી ૧૭૬૦ છે. પ્રેમાનંદના અંતિમ દિવસોમાં શામળ બાલ્યાવસ્થામાં હશે, બન્નેનો સર્જનકાળ સમાન નથી જ. પચાસ સાઠ વર્ષના પ્રેમાનંદ અને પાંચ દશ વર્ષના શામળ વચ્ચે આવો બૌદ્ધિક ઝઘડો ક્યાંથી સંભવે ?

## પ્રેમાનંદ-પુરાણી ઝઘડો :

સંસ્કૃત પુરાણોમાંથી કથા કહેવાની પરંપરા તો અતિ પ્રાચીન છે. મધ્યકાલીન ગુજરાતમાંયે પુરાણીઓ અને માણભટ્ટોની સંસ્થા હતી. સંભવ છે કે બન્ને વચ્ચે ધંધાદારી વૈમનસ્ય હોય. પરંતુ તેથી પ્રેમાનંદને પુરાણીઓ સાથે ઝઘડો હતો એમ કહેવું પ્રાપ્ત થતું નથી. પુરાણીઓના ત્રાસથી રત્નેશ્વરને ડભોઈ છોડવું પડ્યું અને તે પ્રેમાનંદનો શિષ્ય બન્યો. ગુરુએ આથી પુરાણીઓ સાથે વેર બાંધ્યું અને તેમની ઉઘાડે છોગ નિંદા આરંભી એમ 'માર્કંડેય પુરાણ'ને આધારે કહેવામાં આવે છે. પરંતુ 'માર્કંડેયપુરાણ' જ એક તરકટ પુરવાર થયું છે.

કહેવાય છે કે પ્રેમાનંદ પણ પહેલાં મૂળ સંસ્કૃત પુરાણોમાંથી કથા કરતો, પણ એક દિવસ બીજા પુરાણી સાથે બેસવાના સ્થળ વિશે તકરાર થતા, તેને તે સ્થળ છોડવું પડ્યું. આ સમયનો ડંખ રાખી, પુરાણીઓની રોજી તોડવા તેણે લોકભોગ્ય શૈલીમાં આખ્યાનો રચી ગાવા માંડ્યાં. આવી આખ્યાયિકાઓ પ્રેમાનંદની 'માર્કંડેયપુરાણ' 'ઋષ્યશૃંગાખ્યાન' જેવી સંદિગ્ધ કૃતિઓમાં જ મળે છે. ઓખાહરણ, નળાખ્યાન જેવી અસંદિગ્ધ કપની પ્રેમાનંદીય કૃતિઓમાં તેનો નિર્દેશ માત્ર પણ મળતો નથી. 'તમારી કવિતા દેખને દઈ સુધરાવી લેજો સાર રે,'

અથવા 'ત્યમ પુરાણી પિતા રનુવા કેરું હરો યૌવન હેજ' જેવી અશ્લિલ પંક્તિઓ પ્રેમાનંદની હોઈ શકે નહિ.

પુરાણી સાથેના ઝઘડાના સમર્થનમાં 'દશમસ્કંધ'ની આ પંક્તિઓ ટાંકવામાં આવે છે :

કથા પ્રસંગ એકું નવ પડે, ચાલ્યો જાઉ સૂધે મેરડે,
આ પાસા વ્યાસ વાંચે સંસ્કૃત, આ પાસા માહારું પ્રાકૃત,
આ પાસા અધ્યા શ્લોક સંબંધ, આ પાસા કડવા ચોપાઈ બધ.

બાંધ્યો ગ્રંથ જોડ સમાન, કહેશે લોક કીધું અભિમાન,
નથી વાદ વચન કીધું પ્રકાશ, જેમ શ્રોતાને આવે વિશ્વાસ,
વ્યાસ વાણી જાણી મેં જથા, તેવી પ્રાકૃત જોડી કથા.

'માર્કંડેયપુરાણ'માં આને મળતી પંક્તિઓનો નિર્દેશ કરી આ ઝઘડો સમજાવવામાં આવે છે. 'દશમસ્કંધ'ની ઉપરની પંક્તિમાં સંસ્કૃત અને પ્રાકૃત વચ્ચેનો ભેદ સમજાવી, સંસ્કૃત સાથે કોઈ વાદ કે વિતંડા નથી, એવી વાત સ્પષ્ટ છે. આ પંક્તિઓમાં પુરાણી સાથેના ઝઘડાનું શમન અને સમાધાન છે એમ કહેવું પણ યોગ્ય નથી. કારણ સંવત ૧૭૬૫માં રચાયેલ કહેવાતા માર્કંડેય પુરાણમાનો ઝઘડો સંવત ૧૭૬૦ના અરસામાં અધૂરા રહેલા 'દશમસ્કંધ'મા શમી કેવી રીતે જાય ? અનેક બાહ્ય તેમજ આંતર પ્રમાણોને આધારે 'માર્કંડેય પુરાણ' વીસમી સદીની અસરવાળી રચના પુરવાર થઈ છે. એથી આ ઝઘડો પણ નિરાધાર સિદ્ધ થાય છે.

### પ્રેમાનંદનાં નાટકોનું કર્તૃત્વ :

પ્રેમાનંદનાં નાટકોનું સંશોધન (?) કરી 'પ્રાચીન કાવ્યમાળા'ના સંપાદકોએ પ્રેમાનંદમાં સર્વતોમુખી પ્રતિભાનું આરોપણ કરવાનો પ્રયાસ કર્યો. પરંતુ એ સંપાદકોમાંથી કોઈમાં પ્રેમાનંદી પ્રતિભા ન હતી, જેથી પ્રેમાનંદને નામે જેટલી કૃતિઓ તેમણે રચી પ્રગટ કરી તે સર્વમાં

અપ્રેમાનંદી લક્ષણો સૌથી વધુ જણાય છે. 'દ્રૌપદીહરણ' જેવાં આખ્યાનો પ્રેમાનંદને નામે પ્રકાશિત થયાં ત્યાં સુધી તો તેમનું કાર્ય ઠીક ઠીક ભારે રહ્યું. પણ જ્યારે પ્રેમાનંદે નાટકો પણ લખ્યાં હતાં એવું પુરવાર કરવા ચેષ્ટા કરી ત્યારે તો બધું જ પોકળ બહાર આવ્યું.

પ્રેમાનંદના સમયમાં અઢારમી સદીમાં, શિષ્ટ ગુજરાતીમાં નાટક લખાય એ પહેલું આશ્ચર્ય. મધ્યકાલીન ગુજરાતમાં રંગભૂમિ અથવા નાટ્યલેખનની પ્રવૃત્તિનો સદંતર અભાવ હતો એમ ન કહી શકાય. નાટકોની પરંપરા તો ભરત મુનિના સમય પહેલાંથી, ભાસ કરતાંયે આગળથી ભારતમાં તેમ ગુજરાતમાં અવિચ્છિન્ન ચાલી આવી છે. પરંતુ પ્રતિભાશાળી પંડિત લેખકોએ ગુજરાતમાં તેમ અન્યત્ર નાટકો લખ્યાં તે સંસ્કૃતમાં. પ્રાકૃત જનસમાજ માટે તો ભવાઈ અને રામલીલા જેવા પ્રકારો અસ્તિત્વમાં આવ્યા હતા. પ્રેમાનંદ પહેલાં કે પછી કોઈ મધ્યકાલીન કવિએ નાટકો લખ્યાં જાણ્યાં નથી, તે સમયે આ પ્રકારનાં, શિષ્ટ ભાષાનાં સંસ્કૃત કરતાંયે વિશિષ્ટ પ્રકારની પડદાની યોજનાવાળાં રંગમંચની આવશ્યકતાવાળાં નાટકો શક્ય ખરાં ? 'સત્યભામા રોષ દર્શિકા-ખ્યાન', 'પાંચાલી પ્રસન્નાખ્યાન' અને તપત્યાખ્યાન' એ ત્રણ નાટકો પ્રેમાનંદનાં ગણાવાયાં હતાં પરંતુ અનેક બાહ્ય અને આભ્યંતર પ્રમાણોને આધારે તે નિઃશંક રીતે અપ્રેમાનંદી, એટલું જ નહિ, અર્વાચીન લેખકોએ પ્રા. કા. માળાના સંપાદકો અથવા તેમના સહાયકોએ લખી કાઢ્યાં છે તે સિદ્ધ થઈ ચૂક્યું છે.

એક દૃશ્ય ભજવાતું રહે અને પડદા પાછળ બીજું ગોઠવાતું જાય એવી વિશિષ્ટ પડદાયોજના, ચાલુ અંકે પાત્રો ચાલ્યા જાય અને બીજાં પાત્રો આવે અને નાટકનો પ્રવાહ વહેતો રહે એવી પદ્ધતિ, તેમ નાટકમાં ગીત અને નૃત્યની અનિવાર્યતા એ ઓગણીસમી, વીસમી સદીની ધંધાદારી રંગભૂમિની અસર સૂચવે છે.

'તપત્યાખ્યાન'માં બલાત્કારે કુચમર્દનની ઘટના અપ્રેમાનંદી છે.

સૌથી વધુ નિર્ણાયક મુદ્દો ભાષાનો છે. ગુજરાતી ભાષામાં ગદ્ય પ્રયોજવાનું નર્મદાશંકરના સમયથી શરૂ થયું એમ મનાય. તે પહેલાં સ્વામીનારાયણ સંપ્રદાયના ગ્રંથોમાં ગુજરાતી ગદ્યના નમૂનાઓ મળે છે. એ સ્વામીનારાયણી ગદ્ય અને નર્મદાશંકરના ગદ્ય કરતા યે શિસ્ત, સંસ્કારી અને પ્રૌઢિયુક્ત ગદ્ય અઢારમી સદીમાં, જે સમયે ગુજરાતી ભાષાની પ્રાથમિક ભૂમિકા હજુ તો ઘડાતી હતી ત્યારે લખાતું હશે ? આ નાટકોનું ગદ્ય તો ગોવર્ધનનામ અને પંડિત યુગના બીજા સાક્ષરોની ગદ્યશૈલીની બરોબરી કરે એવું છે

'પરેડ' જેવા અગ્રેજી શબ્દપ્રયોગો; અગ્રેજી અસરવાળી વાક્ય રચનાઓ; 'પિતાશ્રી' જેવા અર્વાચીન શબ્દપ્રયોગો; ' તજવીજ કરવી ', 'બાર આવવું', 'મોજ માણવી' જેવા અર્વાચીન રૂઢિપ્રયોગો; હાલીમવાલી, જેબા, ખરેખાત, સરકારી, બદોબસ્ત, દુર્મિલ જેવા પ્રેમાનંદની અસદિગ્ધ કૃતિઓમાં ક્યાયે ન મળતા શબ્દો, કૃત્રિમ અનુપ્રાસો અને યમકો, ગુજરાતી ભાષાભક્તિ અને અન્ય ભાષાભાષીઓ પરત્વે દ્વેષ એ સર્વને આધારે આ નાટકો પ્રેમાનદના જમાનાની પેદાશ નથી જ એમ નિઃશકપણે કહી શકાય.

## અપ્રેમાનંદી આખ્યાનો :

અનેક જૂનાં નવાં આખ્યાનો પ્રેમાનંદને નામે પ્રગટ કરી, તેને આખ્યાનવીર બનાવી દેવાયો છે પરતુ 'નળાખ્યાન', 'ઓખાહરણ' જેવાં નિ શંક રીતે પ્રેમાનંદનાં આખ્યાનોમાં જે લાક્ષણિકતાઓ વરતાય છે. તેનાથી પ્રેમાનંદનાં ગણાવાયલાં કેટલાક આખ્યાનો જુદાં પડી જાય છે એમાંનાં કેટલાંક આખ્યાનો સાચેજ પ્રાચીન છે, પરંતુ તેનુ કર્તૃત્વ નક્કી ન થઈ શકતાં આખ્યાન છે માટે તે પ્રેમાનંદનાં ગણાયાં છે. 'ચન્દ્રહાસ આખ્યાન'નું સંપાદન કરતાં આવી એક હકીકત મારા જાણવામાં આવી છે. વડોદરાના 'પ્રાચ્ય વિદ્યામંદિર'માં પ્રેમાનદના પ્રસ્તુત આખ્યાનની બે હસ્તપ્રતો છે એવી તે સંસ્થાની છાપેલી યાદીમાંની

નોંધ ઉપરથી તે મેં તપાસી, તો જણાયું કે તે બંને હસ્તપ્રતો પ્રેમાનંદનાં આખ્યાનની નથી. આખ્યાન છે માટે એ પ્રેમાનંદની રચના એ માની લઈ બંને પ્રતો તેને નામે નોંધાઈ હતી. તે પ્રતો તપાસીને તેનું કર્તૃત્વ નક્કી કરવામાં જ ન આવ્યું હતું ખરેખર આ પ્રતો ભોજાના ચન્દ્રહાસ આખ્યાનની હતી.[1] આવી રીતે અનેક આખ્યાનો જાણેઅજાણ્યે પ્રેમાનંદના ગણાયાં છે. ક્યારેક લહિયાની શરતચૂકથી નામ, રચના સંવત વગેરે બદલાઈ જવાનો પણ સંભવ છે. હારમાળા, લક્ષ્મણાહરણ, સપ્તમરકંધ, સુભદ્રાહરણ, દ્રૌપદી સ્વયંવર, નચિકેતાખ્યાન, પાંડવાશ્વમેધ, ભીષ્મ પર્વ, વૈરાટ પર્વ, સભા પર્વ, બભ્રુવાહન આખ્યાન—આ કૃતિઓ જૂની છતાં પ્રેમાનંદની ગણી શકાય એવી નથી. જુદી જુદી હસ્તપ્રતોમાં ભિન્ન ભિન્ન કર્તાઓના નામનિર્દેશ, નિરૂપણલાઘવ, રસનિષ્પત્તિમાં પ્રેમાનંદીપ્રતિભાનો અભાવ, ભાષાભિન્નતા જેવાં અનેક કારણોને લીધે આ આખ્યાનોનો કર્તા પ્રેમાનંદ તો નથી જ એવો નિર્ણય થાય છે.

'ઋષ્યશૃંગાખ્યાન'માંની પુનરુક્તિઓ, રતિકેલીનાં બીભત્સ અને અતિ લાંબા વર્ણનો, મોહવેલા અને સખીઓની સન્નતીય કામતૃપ્તિનાં વર્ણનો, 'અષ્ટાવક્રાખ્યાન'માં પણ દુર્બોધતા, પુનરુક્તિ, ઉદ્દાલકપુત્રી અને મહાજ્ઞાની સુજ્ઞાતાની કામલોલુપતા અને રતિક્રીડાનાં દીર્ઘ વર્ણનો, આખ્યાનમાં નૃત્ય, 'પઈ'નો ચલણ તરીકે પ્રયોગ, શામળ અને પુરાણીઓના ઝઘડાનો અસંભાવ્ય નિર્દેશ, 'માંધાતા આખ્યાન'માં મરાઠી અભંગનો યોગ વગેરે પ્રસ્તુત કૃતિઓ પ્રેમાનંદ જેવા શિષ્ટ, વિનમ્ર અને પ્રાસાદિક કવિની નથી એટલું તો પુરવાર કરે જ છે અને ભાષાનાં પ્રમાણો એ તેઓની અર્વાચીનતા સિદ્ધ કરે છે.

'માર્કંડેય પુરાણ'ને સાહિત્યિક બનાવટ અને છેતરપિંડીના પ્રયાસ તરીકે ગણાવી શકાય. પ્રેમાનંદ–પુરાણી ઝઘડાની વાતનાં મૂળ આમાં છે.

---

1. વિગતે ચર્ચા માટે ચૂનીલાલ ગાંધી વિદ્યાભવન સૂરતના સન ૬૧–૬૨ના બુલેટીનમાં 'સૂરતના સંત કવિ ભોજાદાસ' વિશેનો મારો લેખ.

ઈર્ષાળુ પુરાણીઓએ 'માર્કંડેય પુરાણ'ની બધી ય પ્રતો બાળી નાખી અને એમાના 'મદાલસા આખ્યાન'નો ભાગ જ બચ્યો. પુરાણીઓના આ-હુમલામાંથી એકે પ્રત ન બચી એમ માની શકાય નહિ. કુલ સત્તા ધરાવનારું વર્તમાન રાજ્યતંત્ર પણ પ્રબંધિત પુસ્તકોની બધી ય પ્રતોનો કબજો મેળવી નાશ કરવામા સફળ થતુ નથી તો એ પુરાણીઓ સફળ થયા હશે ? કદાચ થોડી પ્રતો બાળી નાખવામાં તેઓ સફળ થયા હોય તો આ પછીની કૃતિઓમા, વિશેષ-કરી, 'દશમસ્કંધ'મા–જેમાં પુરાણીઓ સાથે સમાધાનનો ધ્વનિ જોવાય-છે–આ ઘટનાનો નિર્દેશ નથી. માર્કંડેય પુરાણ બળી ગયું પણ એમાનું 'મદાલસા આખ્યાન' બચી ગયુ એ પણ પ્રતીતિકર લાગતું નથી પ્રેમાનંદના મૂળ 'મદાલસા આખ્યાન' અને 'માર્કંડેયપુરાણના 'મદાલસા આખ્યાન' વચ્ચે ઘણો ફેર છે. એમ કહેવાયું છે કે 'મદાલસા આખ્યાન' પહેલુ લખાયું અને પછી 'માર્કંડેયપુરાણ' લખી તેમા તે ગોઠવી દેવાયું; અને તેમ કરતા થોડા ફેરફાર કરવા પડ્યા પણ એ ફેરફાર કરતા-૩પના ૪૮ કડવા કર્યા જેમા નિરર્થક પુનરુક્તિ, દીર્ઘસૂત્રતા અને પિષ્ટ-પેષણ જેવા અપ્રેમાનંદી દૂષણો જણાય છે. આ કૃતિમા પાત્રાલેખનની પ્રેમાનંદની લાક્ષણિકતા ગુજરાતી સમાજનું પ્રતિબિંબ ક્યાય દેખાતુ નથી દલપતશૈલીની પ્રહેલિકાઓ, કૃત્રિમ પ્રાસયોજના; આનન્દવુ, મદવુ જેવા નામધાતુઓનો પ્રયોગ; 'વર બુદ્ધિ', 'સ્વધાભક્ષક' જેવા અતિસંસ્કૃત શબ્દોનો પ્રયોગ; ગદ્યાળુ અને દૂરાકૃષ્ટ સંદર્ભવાળી પંક્તિઓ, કેટલીક કૃત્રિમ પ્રકારની સંસ્કૃત કહેવતો; વીસમી સદીના ઉદ્યોગીકરણનો સૂચક શબ્દ 'મિલ' અને કેવળ ભક્તોના ચરિત્ર ગાવાની વૃત્તિવાળા અને ઉદર-નિમિત્તે આખ્યાન લખ્યું છે એમ વિનમ્રપણે કહેનાર કવિની કાવ્યચર્ચા જે નર્મદ પછીના સમયમા જ આટલી જાગ્રત રીતે ગુજરાતી સાહિત્યમા થઈ છે–એ સર્વ આ કૃતિ અપ્રેમાનંદી અને વીસમી સદીના કોઈ સંશોધનપ્રશંસાભૂખ્યાએ લખી હોવાનુ સ્થાપિત કરે છે.

"દ્રૌપદીહરણ" પણ સાહિત્યિક બનાવટનો એક નાદાર નમૂનો

છે. આ કૃતિના પહેલા જ કડવામાં શામળના 'ઉદ્યમકર્મસંવાદ' સામે કટાક્ષ છે. કાવ્યને અંતે શામળના આશ્રયદાતા રખીદાસની મશ્કરી પણ કરી છે. આગળ જોયું તેમ પ્રેમાનંદ શામળ વચ્ચેનો ઝઘડો એક 'ઉપજાવેલું' તૂત છે. અને 'દ્રૌપદીહરણ'ની રચના સંવત ૧૭૪૫ સાચી માનીએ તો ત્યારે શામળનો જન્મ પણ નહિ થયો હોય. મધ્યકાળના કોઈ આખ્યાનમાં અને નિર્વિવાદ રીતે પ્રેમાનંદનાં આખ્યાનોમાં પણ સંસ્કૃત છંદો યોજાયા નથી આ કૃતિમાં સંસ્કૃત છંદો છે, જે તેના કર્તૃત્વની શંકા દૃઢ કરે છે. સ્થળે સ્થળે યતિભંગ, ક્લિષ્ટ વાક્યરચના 'આપદાસી' 'આપદાશી' જેવા કૃત્રિમ શ્લેષો, અન્તર્લાપિકાઓ, ખડ્ગબંધ જેવી ચિત્રકાવ્યની રચનાઓ કરર, ખરર, ફરર જેવું રવાનુકારી પ્રાસ વૈચિત્ર્ય ઉપરાંત સ્તુતિમાં ઇષ્ટ દેવ હાથી, ગણેશની ઈર્ષ્યા દર્શાવતી પાર્વતીના મુખમાં મૂકેલ વિવેકહીન અને બેહૂદી ઉક્તિ વગેરે દોષોને લીધે, આ કૃતિ જેમને માટે ખાસ રચવામાં આવી છે તે 'ભારતી વૃત્તિના રસિયા પંડિતજન'ને કેમ સંતોષી શકી હશે? માર્કંડેયપુરાણ અને બનાવટી વલ્લભની કૃતિઓ સાથે સામ્ય ધરાવનાર આ કૃતિ પણ તરકટી પુરવાર થઈ છે. આ બધી કૃતિઓમાંથી કોઈની હસ્તપ્રત ઉપલબ્ધ નથી.

પ્રેમાનંદના જીવન અને સાહિત્ય વિશેની સંદિગ્ધતાઓનું છેવટનું નિરસન કરવાનો સુયશ શ્રી કે. કા શાસ્ત્રી અને ડૉ પ્રસન્ન વકીલને ફાળે જાય છે

## પ્રેમાનંદનું અસંદિગ્ધ જીવન અને કવન :

વીરક્ષેત્ર વડોદરા નામે ગુર્જરદેશ ગુજરાતજી;
કૃષ્ણસુત કવિ પ્રેમાનંદ ચોવીશા નાતજી.

'નળાખ્યાન'ને અંતે આ પ્રમાણે પોતાનો પરિચય આપનાર પ્રેમાનંદ વડોદરાના ચોવીસા બ્રાહ્મણ જ્ઞાતિના કૃષ્ણારામનો પુત્ર હતો. તેનો જીવનકાળ સં ૧૭૦૫થી સં. ૧૭૬૦ના અરસાનો હતો. તેનો કુટુંબગત

વ્યવસાય પુરાણીઓનો હશે તેથી તે પોતાને 'ભટ પ્રેમાનંદ'* તરીકે ઓળખાવે છે. સંસ્કૃત ભાષાનો તે ભારે વિદ્વાન હોવાનો સંભવ નથી.* છતાં પુરાણો સમજવા જેટલું, કામચલાઉ સંસ્કૃત તેને આવડતું હશે. શરૂઆતમાં તે સંસ્કૃત પુરાણોને આધારે કથા કરતો હશે, પરંતુ સમય જતાં પુરાણોને આધારે આખ્યાનો રચી ધ્યાત્ આભિનય સાથે, કદાચ પ્રાણ સાથે કથા કરવાનું આરંભ્યું હશે. આખ્યાન રચવા પાછળ કવિયશની ઝંખના કરતાં આજીવિકા–ઉદરનિમિત્ત[1] પ્રેરકબળ હતું એમ કહી શકાય, પરંતુ ભક્તોના ચરિત્ર ગાતાં ગાતા તેનામાં પણ ભક્તિની ઉત્કટતા પાછલી વયમાં સધાઈ હશે એમ 'દશમસ્કંધ' જેવી કૃતિઓને આધારે કહી શકાય. આજીવિકા માટે તે વડોદરા, સુરત, નંદરબાર, બહારાનપુર જેવાં શહેરોમાં જતો 'નળાખ્યાન'માં તે નિર્દેશ કરે છે તેમ તે કૃતિ રચવાનો આરંભ તેણે સુરતમાં કર્યો અને તે નંદરબારમાં પૂર્ણ થઈ.[2] કદાચ આ શહેરોમાં તેને આશ્રય આપનારા કેટલાક શ્રીમંતો હશે. બીજાં શહેરોના એવા કોઈનો ઉલ્લેખ એનાં આખ્યાનોમાં નથી. પરંતુ નંદરબારના દેસાઈ શંકરદાસ મહેતાનો[3] ઉલ્લેખ 'રણયજ્ઞ'માં મળે છે. જેની આજ્ઞાથી તેણે 'રણયજ્ઞ'ની રચના કરી;

---

* ચાતુર્વશી જ્ઞાતિબ્રાહ્મણ ભટ પ્રેમાનંદ નામજી —મામેરું

* 'નિસરણી'માં તે વિનમ્રતાપૂર્વક જણાવે છે :
કાવ્યશાસ્ત્રના સહસ્ર પગથીઆ, તેમાં પહેલે પગથીએ ચઢ્યો રામ રે
કાવ્ય કવિતા કંઈ નવ જાણું, પહેલી કવિતા કીધી રામ રે.

૧. ઉદરનિમિતે નિસરણી ગાઈ........ — નિસરણી
બહરાંપર પરવેસ કીધો, ઉદર ભરવા કાંમ —હુંડી
ઉદરનિમિત્તે સુરત સેવ્યું, ને ગામ નંદરબાર —'સુદામાચરિત'

૨. મૂરત કીધું સુરત મધ્યે, થઉં પૂરણ નંદરબારજી —નળાખ્યાન

૩. દેસાઈ મહેતા શંકરદાસે રુજને આગના દીધીજી . —રણયજ્ઞ
આ શંકરદાસ મૂળ સુરતના હતા અને મરાઠા શાસનમાં નંદરબારના સરદેસાઈ હતા.

આગળ નોંધ્યું છે તેમ તેના ઇષ્ટદેવ રામ હતા. આજીવિ નિમિત્તે આખ્યાનો લખતા પ્રેમાનંદે સારું દ્રવ્યોપાર્જન કર્યું હ અને ભક્તોનાં ચરિત્રો ગાતાં પોતે ભક્તિરસથી પરિપ્લુત બન્યો હતે તેથી 'દશમસ્કંધ' તેણે પ્રભુપ્રીત્યર્થ લખ્યો છે.

'ઘૃતની સરિતા ચલાવી ને ખાંડે બાંધી પાજ' એવું પ્રમાણપ સંતુષ્ટ બ્રાહ્મણોને મુખેથી મેળવવા જેટલી સમૃદ્ધિ પ્રાપ્ત કરી હશે કેમ તે સ્પષ્ટ કહી શકાતું નથી, કારણ એ વિશે આતરપ્રમાણે અસંદિગ્ધ રીતે મળતાં નથી. પરંતુ લોકોની રુચિને અનુકૂળ આખ્યાનો રચનાર પ્રેમાનંદને પોતાના વ્યાવહારિક યોગક્ષેમની ચિંતા હોય એ માનવાનું કારણ નથી. તેની સૌથી મોટી સમૃદ્ધિ આ રસસપત્તિથી છલકતા આખ્યાનો અને એ દ્વારા મળેલી ચિરંજીવ કીર્તિ છે. ચૈત્ર વૈશાખમા, મીનાર્કમાં 'ઓખાહરણ', શ્રાદ્ધના દિવસોમાં નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ, દર શનિવારે 'સુદામા ચરિત' સીમંત પ્રસંગોએ 'મામેરુ' ચાતુર્માસમાં 'દશમ સ્કંધ' દર રવિવારે 'હૂંડી લગભગ આ શતકના પહેલા ચરણ સુધી ગવાતા અને લોકોને તેનાં આખ્યાનોમાંથી કેટલાક મોઢે પણ આવડતા. બલવંતરાય ઠાકોરે નોંધ્યું છે તેમ ભરૂચના પારસીઓમાં પણ લગ્ન અથવા અઘરણી જેવા પ્રસગે પ્રેમાનંદના એકાદ આખ્યાનની કથા થતી તેમાં તેની કૃતિની ગુણવત્તાની ઓછપ નહિ પણ પલટાયલા યુગબળનુ કારણ છે.

પ્રેમાનંદની અસંદિગ્ધ કૃતિઓ આ પ્રમાણે છે :

રામાયણને આધારે રચાયેલી કૃતિઓ :

૧. રણયજ્ઞ : સં. ૧૭૪૬

ભાગવતને આધારે રચાયેલી કૃતિઓ :

૨. દશમસ્કંધ સં. ૧૭૬૦ (?)

૩. સુદામાચરિત સં. ૧૭૩૮

૪

# પ્રેમાનંદની આખ્યાનકલા

પ્રેમાનંદ એ મધ્ય યુગનો કવિ શિરામણી : 'સંસારી રસ'નો આ કવિ શ્રી વિજયરાયના શબ્દોમાં કહીએ તો, "સુખદુઃખાદિ દ્વંદ્વમય જીવનને કલાકારની આગવી અને નિરાળી જ એવી અનાસક્તિથી નિહાળે છે અને કલાત્મક વાણીમાં મૂર્ત કરે છે. તેની એ રસસિદ્ધિઓએ તેને ત્રણસોક વર્ષ સુધી અવિરતપણે ગુજરાતભરના સત્કાર નેતાનું મોંઘેરું પદ અપાવ્યું હતું અને હજી પણ તે માત્ર સાહિત્ય દૃષ્ટિએ જોતાં, કેટલીક બાબતોમાં તો આપણા સકળ સાહિત્યમાં સર્વોત્તમ કવિ છે."[1]

"પ્રેમાનંદનું એ પ્રકારનું સર્વોત્તમપણું તેની વિરલ નૈસર્ગિક સર્વગ્રાહી સર્જકતામાંથી ઉદ્‌ભવ પામે છે. પ્રત્યેક ઊંચી પંક્તિના સાહિત્યસ્વામીની જેમ તેને મનુષ્યમાં મનુષ્ય તરીકે ઊંડો રસ હતો. તેણે વ્યક્તિ તરીકે મનુષ્યોના પ્રેમભાવ, પરાક્રમો કે સંકટો જોઈ જે સહાનુકમ્પ અનુભવ્યા હશે, મનુષ્યોની દંભવૃત્તિ જોઈને જે તિરસ્કાર ને કઢંગાઈ કે મૂર્ખાઈ જોઈને જે સમભાવી રમૂજ અનુભવી હશે, તે અને તેવા વિવિધ મનોભાવો તેણે કવિ તરીકે શ્રીકૃષ્ણ કે અનિરુદ્ધ, અર્જુન કે અભિમન્યુ, નળરાજ, સુદામો કે નરસિંહ, નાગર અને 'નાગરીઓ' અથવા દમયંતી કે ઓખા, જશોદા, સુભદ્રા ને કુંવરબાઈ જેવાં સખ્યાબંધ પાત્રો દ્વારા ગાયાં છે, એવાં તેનાં મુખ્ય પાત્રોના આલેખનમાં કે મહાન પ્રસંગોના વર્ણનમાં જે મોહક તાદૃશતા છે, જે 'તાક્યું તીર મારતી' ચિત્રશક્તિ ને છટા છે તે મધ્યમ કે ગૌણ પાત્ર-પ્રસંગોમાં પણ વારંવાર ઝળકે છે અને ઘણાક વિશિષ્ટ જીવન પ્રદેશોમાં એક સરખી આસાનીથી વિહરવાની કવિની નિપર્ગસિદ્ધ શક્તિઓની પ્રતીતિ કરાવે છે, તેને માનવતાના અનેક ને અજબ નમૂનાઓનો ઓળખનાર ને આલેખનાર સિદ્ધ કરે છે. રસનિષ્પત્તિની જેમ રસસંક્રાન્તિ પણ પ્રેમાનંદની જ;........"

1. ગુજરાતી સાહિત્યની રૂપરેખા : વિ. ક. વૈદ્ય.

"આવા 'જેની ગણના મધ્યકાલીન ભારતના પ્રથમ પંક્તિના કવિઓમાં' થઈ શકે એવા ગુજરાતના કવિશિરોમણિની આખ્યાન-કલાનુ—તેની વિશિષ્ટ સિદ્ધિઓ અને મર્યાદાઓનું પણ પરિશીલન કરવું રસપ્રદ બને છે.

## ૧. પ્રેમાનંદનાં આખ્યાનોનું વસ્તુ: મૂળ વસ્તુમાં તેણે કરેલા ફેરફારો અને તેનું ઔચિત્ય :

પ્રેમાનંદ પોતાના આખ્યાનોનું વસ્તુ મહાભારત આદિ ગ્રંથોમાંથી તેમ નરસિંહ જેવા ભક્તોના જીવનની ઘટનાઓમાથી પસંદ કરે છે. તે ઉપરાંત તેણે પોતે પસંદ કરેલા વસ્તુ ઉપર પૂર્વસૂરિઓએ જે જે રચના કરી હોય તેમાંથી યથોચિત તત્ત્વો લેવાનું ય ચૂકતો નથી. પ્રેમાનંદની પૂર્વેના આખ્યાનકારો પણ મૂળ કથાવસ્તુમાં ફેરફાર કરતા. આ ફેરફારો પાછળ અનેક કારણો હતા આખ્યાનનું વસ્તુ મૂળ કૃતિમાં તો ઉપાખ્યાન–આડકથા રૂપે આવતું, તેથી તેમાં કથા વિસ્તારને બહુ અવકાશ ન રહેતો. આખ્યાનકાર તો તે આડકથાના વસ્તુને મુખ્ય વસ્તુ તરીકે પસંદ કરે છે. એથી પોતાના હેતુ માટે વસ્તુ અપૂર્ણ લાગે તો તેને સંપૂર્ણ બનાવવા ઘટતા ફેરફારો અને ઉમેરા કરે. ક્યારેક સામાન્ય જનતામા પોતાના આખ્યાન પ્રત્યે વધુ અભિરુચિ જગાડવા, જાણે તેમના જ સમયની અને સમાજની એ કથા હોય એવો ભાસ ઊભો કરવા તત્કાલીન માન્યતાઓ પણ તે ઉમેરતો ક્યારેક રસદૃષ્ટિએ જરૂરી એવા નવા પ્રસંગો ઉમેરાતા. આખ્યાનકારનો ઉદ્દેશ ધર્મોપદેશનો હતો. ચમત્કારપ્રસંગોના નિરૂપણથી લોકોનું માનસ વધુ ધર્માભિમુખ બને છે એ જાણનાર લોકમાનસના અભ્યાસી પ્રેમાનંદ જેવા કવિઓ ચમત્કારના વધુ પ્રસંગો ઉપજાવી કાઢતા. પ્રેમાનંદે મૂળ કથાવસ્તુમાં ઉપર દર્શાવેલાં કારણો અનુસાર ફેરફાર કર્યા છે, ઉમેરા પણ કર્યા છે. તેમ પૂર્વસૂરિઓએ તે જ વસ્તુની માવજત કરતા જે નવાં ઉન્મેષો દાખવેલાં તે યોગ્યતા પ્રમાણે લઈ લેવામાં ય સંકોચ દાખવ્યો નથી. કદાચ પુરોગામીઓના

નિરૂપણમાંથી સૌથી વધુ આત્મસાત્ કરનારાઓમાં પણ પ્રેમાનંદ શિરોમણિ છે અહીં એ નોંધવું જોઈએ કે પ્રેમાનંદ તફડાવતો નથી, આત્મસાત્ કરે છે અન્ય કવિઓની રચનાઓમાંથી ચમત્કૃતિભર્યાં તત્ત્વો પસંદ કરવાની તેની દૃષ્ટિ અને તેની માવજત કરવાની કળા દાદ માગી લે છે પુરોગામીઓમાંથી લીધેલી ઘટનાઓ આથી થીંગડા જેવી લાગવાને બદલે મૂળ વણાટના તાણાવાણામાં એકરૂપ થઈ જાય છે

**નળાખ્યાન :**

એના આખ્યાનોમાં મહાભારતના વનપર્વના નળાખ્યાને આખ્યાનકાવ્યોનું સૌથી વધુ ધ્યાન ખેંચ્યું છે પ્રેમાનંદ પહેલાં ભાલણ અને નાકરે મૂળ મહાભારતના ઉપાખ્યાનને વધુ અનુસરતાં નળાખ્યાનો લખ્યાં છે ભાલણ તો સંસ્કૃત સાહિત્યનો પણ સારો અભ્યાસી હતો તેથી તેના 'નળાખ્યાન'માં 'નૈષધીયચરિત' અને નલચંપૂમાંથી પણ કેટલાક સારાં તત્ત્વો જોવા મળે છે[1] તે જ પ્રમાણે નળાખ્યાનના વસ્તુએ નયસુન્દર અને સમયસુન્દર જેવા જૈન કવિઓને પણ આકર્ષ્યા છે

પ્રેમાનંદે મહાભારતના નલોપાખ્યાનના મૂળ વસ્તુમાં કરેલા મહત્ત્વના ફેરફારો આ પ્રમાણે છે[2]

૧ હંસનું પૂર્વજન્મનું વૃત્તાંત નળ અને હંસનો પ્રસંગ મૂળ નલોપાખ્યાનમાં તેમ ભાલણ અને નાકરની રચનાઓમાં પણ છે પરંતુ હંસનો વિલાપ એ રચનાઓમાં ચોંટદૂક છે અને હંસણીનો શાપ[3] પ્રેમાનંદનો ઉમેરો છે અને એ દ્વારા દમયંતીના વનમાંના આક્રંદ માટે

---

૧ નૈષધ ચંપૂ મહાભારતમાં કવિકીર્તિ અતિ લીધી

(ભાલણનું નળાખ્યાન ૮ ૧)

૨ આ વિષય ઉપર કાવ્યની સરખામણી માટે રામનારાયણ વિ પાઠકનો લેખ મનનીય છે

૩ હંસલીએ દીધો નળને શાપ તેં રીતી નાર એમ કહી વિલાપ

(કડવું ૭મું)

ભૂમિકા તૈયાર કરી છે. મૂળ કૃતિમાં હંસના આક્રંદથી નળને કરુણા
જે છે અને તે હંસને છોડી દે છે. હંસ તેના બદલામાં સ્વેચ્છાથી
તીના મનમાં નળ માટે મોહ ઉત્પન્ન કરવાનું સ્વીકારે છે. પરંતુ
નંદ હંસના આક્રંદને ઘણુ વેધક બનાવે છે. અને પોતાને મુક્ત
ાની આજીજી કરતાં જે ત્રણ કારણ આપે છે તેમાં તેની સૌથી
પત્નીએ પુત્રને જન્મ આપ્યો છે અને પોતે પુત્રનું મુખ પણ
નથી એમ જણાવે છે અને નળ તેની શરતી મુક્તિ કરે છે અને
સાથે ચઢાઈ કરવાની અથવા ન્યાત બહાર મૂકવાની[1] બાલિશ
શકાય એવી ધમકી પણ આપે છે, પરંતુ હંસ વચન પાળે છે
નળને દમયંતી માટે ઝૂરતો જોઈ સફળ દૂતકર્મ કરે છે. સ્વયંવરના
મંત્રણ ઉપરાંત દમયંતીનો અંગત પત્ર મળતાં નળ વિદર્ભ દેશ જવા
ર થાય છે ત્યારે હંસ વિદાય લેતાં[2] તેને બે શિખામણ આપે છે.
જેમ પ્રેમાનંદનું નવું ઉમેરણ છે તેમ તે પછી તેમના પૂર્વજન્મની
કહે છે તે પણ તેનું ઉમેરણ છે. 'એક દ્યૂત ના રમીશ' એ
ખામણ તો નિર્દોષ છે. પરંતુ બીજી શિખામણ—'બીજો ના કરીશ
નો વિશ્વાસ' દમયંતીને ભારે અન્યાયકર્તા છે. આ મૂળમાં નથી
તુ પછીથી મત્સ્યસજીવનની ઘટના કવિને ઉમેરવી છે, તે માટેની
રી તેણે અહીં અગાઉથી કરી લીધી જણાય છે. ઉપરાંત તેના
ાજમાં સ્ત્રીઓ માટે આવાં વચનોનું મૂલ્ય પણ હશે; અને પૂર્વ-
મની કથા દ્વારા એક જન્મનું ઋણ બીજા જન્મમાં ચૂકવવું પડે છે
વિચાર દર્શાવવાની તક ઝડપી લઈ આ ખ્યાનમાં ચમત્કૃતિ પણ લાવે છે.

૨, મૂળ કૃતિમાં પુષ્કર સંબંધી વિશેષ પરિચય આપવાનો અવકાશ
હતો. વળી તેને નળની અદેખાઈ થતાં હતી એવું નિરૂપણ મૂળમાં
. પુષ્કર નળ સાથે દ્યૂત રમવા આવે છે તે પણ કલિની પ્રેરણાથી.

---

કટક ચડાવીશ કે કાઢીશ ન્યાત બહાર —કડવું ૮-૧૪
દમયંતી સાથે લગ્નનું ગોઠવી આપનાર હંસને જ નળ પોતાની જાનમાં
લઈ જતો નથી એ કેટલું વિચિત્ર

પરંતુ પ્રેમાનંદ તો જે પુષ્કર પોતાના નગરમાં રહેતો હતો તેને નળ છળ્યાથી વનવાસ સેવતો વર્ણવે છે. કવિની પ્રેરણા ઉપરાંત નળ પ્ર દ્વેષભાવ અનુભવતો તેનો ભાઈ દ્યૂત રમી તેને હરાવી, પોતાની જે વનમા મોકલે એવી યોજના કવિને વધુ પ્રતીતિકર લાગી હશે. વ મૂળકૃતિમાં દ્યૂતમાં હારી જનારે ત્રણ વર્ષ વનમાં રહેવું એવી જ શ હતી, જ્યારે અહીં પ્રેમાનંદ તે ત્રણ વર્ષ <u>ઉપરાંત</u> ત્રણ વર્ષ ગુપ્તવાસ રહેવાની શરત પણ મૂકે છે[1] આ ફેરફાર કરવા માટે પ્રેમાનંદ વ સતર્ક બન્યો છે. મૂળ કૃતિમાં ભલે ત્રણ વર્ષ ગુપ્તવાસની વાત ન પરંતુ કર્કોટક નાગ નળને પોતે દંશ દીધો તેનું કારણ આપતાં ક છે કે લોકો તને ઓળખી ન શકે માટે મેં તારું રૂપ અન્તર્હિ ગુપ્તવાસ ન હોય તો દંશ કર્યું છે.[2] ગુપ્તવાસ ન હોય દંશ દઈ રૂપ લુપ્ત કરવાનો ઉપકાર કરવાની શી જરૂર? શ્રી રા. વિ. પા. મા છે કે નળને આવી દશામાં લોકો ઓળખે તેની શરમથી બચાવવા આ રૂપ છૂટ ગણેલું છે તેઓ માને છે કે નળનું વૃત્તાંત યુધિષ્ઠિર વૃત્તાંતને મળતું આવે એ ઇચ્છાથી પ્રેમાનંદે અજ્ઞાતવાસની શરત ઉમે છે. આ પ્રકારનુ મળતાપણું લાવવાથી પ્રેમાનદ શુ સાધવા ધારે એ સ્પષ્ટ થતું નથી. સંસ્કૃતનું કામચલાઉ જ્ઞાન ધરાવતા પ્રેમાનં

---

૧. જે હારે તે રાજ મેલી ત્રણ વરસ વન જાય જી,
ત્રણ વરસ ગુપ્ત <u>જ</u> રહેવું, વેશ ધરી અન્ય જી.

—નળાખ્યાન કડવું ૩

૨. मया तेऽन्तर्हितं रूपं न त्वां विद्युर्जना इति ।
મહાભારતમાં આ ઉપરાંત પણ બીજા એવા નિર્દેશો છે, જે નળ ગુપ્તવાસની કલ્પનાને દૃઢ કરે છે. સ્વ. રા. વિ. પા. એ પાદટીપણ નોંધ્યું છે તેમ, બાહુક નળને માટે દમયંતીની દાસીને કહે છે કે લોકોમા છૂપો રહ્યો છે, તેનું રૂપ નષ્ટ થયું છે. એ પછી બાહુક રૂપે છતો થતા ઋતુપર્ણ નળના અજ્ઞાતવાસમાં કોઈ અપરાધ થયો હોય તેની ક્ષમા કરવા વીનવે છે.

ાં મહાભારત પર નજર ફેરવી હોય અને ટોર્ટકનાં ઉપરની ઉક્તિનો
ન્ય હેતુ ન કલ્પી શકતાં તે સાર્થક કરવાના હેતુથી આ પ્રકારની
જના તેણે કરી હોય એ વધુ સંભવિત લાગે છે.

પ્રેમાનંદે નળોપાખ્યાનમાં સૌથી મહત્ત્વના કરેલા ફેરફારમાં
સ્ય-ભક્ષણના આક્ષેપનો અને હારચોરીના આરોપનો ઉમેરો છે.
ા કૃતિમાં દમયંતીને પડતાં દુઃખો પણ પ્રેમાનંદને જાણે અપૂરતાં
ગે છે. તેના સતીત્વને તાવવા માટે તે વધુ સંકટો આવી પડતાં
ાવે છે. એટલું જ નહિ. મૂળ કૃતિમાં જે ચમત્કારની ઘટનાઓ છે
પણ પોતાને અનુકૂળ વળાંક આપે છે. મૂળ કૃતિમાં મત્સ્યસંજીવનની
ના નથી. મહાભારતમાં દેવો દમયંતીને કોઈ વરદાન આપતા નથી.
તુ પ્રેમાનંદ સ્વયંવર પછી દેવો દમયંતીને 'અમૃતસ્ત્રવિયા કર'નું
દાન આપે છે અને મત્સ્ય-ભક્ષણના આક્ષેપની ઘટના એને અનુસરે
શ્રી રા. વિ. પા. અવલોકે છે કે એમાં રહસ્ય લાગતું નથી. એ
ગે દમયંતી જેવા દીન બને છે અને નળ જેટલો અધમ બને છે
લા બીજે ભાગ્યે જ બને છે. શ્રી અનંતરાય રાવળે અવલોક્યું છે કે
આખી ઘટના નળને ગૌરવચ્યુત કરે છે. મૂળ કૃતિમાં દમયંતીને
નાં કષ્ટોમાંથી બચાવી લેવા અને સીધી સમજાવટથી દમયંતી માને
ત ન હોવાથી તેના પિયરનો માર્ગ આવે છે. ત્યારે તે બતાવી,
અડધી રાત્રે છોડી જાય છે. આ ઘટના પ્રેમાનંદને બહુ સ્વાભાવિક
ે સતર્ક લાગી ન હોય એથી તે વધુ સ્વાભાવિક કારણ આપવા
ઘટના ઉમેરે છે નળના મનમાં આશંકા ઊભી થાય છે.
ક્ષિતઃ કિં ન કરોતિ પાપમ્ । એ ન્યાયે માની લે કે છે દમયંતીએ
સ્ય ખાધાં છે. દમયંતી પણ એના આક્ષેપનો પ્રતિવાદ કરતી નથી
ને ગુનો કબૂલ કરી લે છે[1] અને નળ પણ દમયંતીને મળેલું વરદાન
ી જાય છે અને અત્યંત પામર વર્તન કરે છે.. પછીના કડવામાં

1. ક્ષુધા પાપણીએ મચ્છ ભક્ષ્યાં, મેં નવ રહેવાયું, રાણા (32-21)

નળ જ્યારે દમયંતીને તેના પિયેરનો માર્ગ બતાવી દે છે ત્યારે દેવતાના વરદાનની યાદ આપી પોતાની નિર્દોષતા પુરવાર કરવા પ્રયાસ છે તો યે નળને તે યાદ આવતું નથી. નળ અહીં ગૌરવહીન બન્યો છે વાતનો પ્રેમાનંદને ખ્યાલ છે અને એનુ આ પ્રકારનું અસ્વાભાવિક વર્ત કળિના યોગને કારણે છે એવી સ્પષ્ટતા પણ તે કરે છે.[૨]

પ્રેમાનંદ મૂળ કૃતિથી જુદા પડી કલિના પ્રભાવ ઉપર વિશેષ ભ મૂકવા માગે છે એ ઉપરના મુદ્દા ઉપરથી તેમ બીજા ફેરફારો ઉપર પણ ફલિત થાય છે. મહાભારતમાં વણઝારા સાથેના હાથીઓ ઉ જંગલી હાથીઓ હુમલો કરે છે જ્યારે પ્રેમાનંદના નિરૂપણમાં જંગ હાથીઓનું જૂથ વણઝારના પડાવ આગળ પાણી પીવા આવે છે અ કલિ સિંહનું રૂપ લઈને તેમને ભડકાવે છે અને બધો દોષ કૃત્યા ગણાય દમયંતીને શિરે આવે છે. મૂળ કૃતિમા દમયંતીને આશ્વાસન આપવા મ તાપસઅરણ્યની યોજના છે અને ઋષિઓ તેને ટૂંક સમયમાં જ મળશે એવુ આશ્વાસન આપે છે પછી એ આશ્રમ અદૃશ્ય થ.ય પરતુ દમયંતીના દુઃખમા રાહત સમાન નીવડનાર આ ચમત્કારકથા ઉપયોગ પ્રેમાનંદ જુદી રીતે કરે છે. દમયંતી ચોટલાનો ફ઼.સો નાં આત્મહત્યાનો પ્રયાસ કરે છે ત્યારે કલિ પોતે જ એક દિગંબર તાપસ આશ્રમ ત્યાં ઊભો કરે છે અને તે તાપસ દમયતીને કહે છે કે કુશળક્ષેમ છે, પરંતુ તેના ઉપરથી તેનો પ્રેમ ઊઠી ગયો છે અને તે અ નારીને શોધે છે. આ પ્રમાણે કલિની કુટિલતાના એક એકથી આઘાત જન્માવનારી ઘટનાઓ આપી, છેવટે હારચોરીની ઘટનામા તે પરાકાષ્ઠા લાવી, કલિની હાર અને સતીત્વનો વિજય દર્શાવે છે; હારચોરી ઘટના પણ પ્રેમાનંદનો ઉમેરો છે. દમયંતીની સૌથી આકરી કસોટી ઘટનામા થાય છે. તના ઉપર, ચોરી અને છિનાળી કરવાનો આ પણ આ ઘટના દરમ્યાન કરવામા આવે છે. મૂળમા નથી એવી કરુણ

૨. હરી જાય કામિનીએ વઢી, હળિયોગે નળે માની નાહિ. (૩૩-

શકપક્ષા, ટોડલો ફાટી હાર નીકળવાના ચમત્કારનું તત્ત્વ અને સતીત્વના ભાવ આગળ કલિની દુષ્ટતાની હાર એમ એક ઘટનાથી ત્રણ વસ્તુ સાધવાની કલા પ્રેમાનંદે અહીં બતાવી છે.

છેલ્લો નોંધપાત્ર ફેરફાર તે ઋતુપર્ણને એમને એમ પાછો ન મોકલતાં પ્રેમાનંદ દમયંતીની ભત્રીજી–જાણે બીજી દમયંતી હોય તેવી–સુલોચનાને પરણાવી ગુજરાતી વ્યવહારુપણું દર્શાવે છે તે છે.

મત્સ્યસંજીવન અને હારચોરીની ઘટના વિશે પ્રેમાનંદ નાકરનો ઋણી છે. પરંતુ પ્રેમાનંદે જે રીતે બન્ને ઘટનાને ઘટાવી છે એ રીતે નાકરમાં નથી એ સ્પષ્ટતા જરૂરી છે. હારચોરની ઘટના નાકરના આખ્યાનમાં ક્ષેપક હોય તેમ શ્રી રામલાલ મોદી માને છે. બીજાં અનેક ગૌણ નિરૂપણો માટે પણ પ્રેમાનંદ ભાલણ અને નાકરનો ઋણી છે અને એમ કરતાં પુરોગામીઓએ કરેલી ભૂલોને પણ તે અનુસર્યો છે. મહાભારતમાંના गवा रूपत: શબ્દોનો અર્થ સોગઠાંબાજીની પરિભાષામાં નહિ સમજ્યો હોય એટલે ભાલણે એને 'ગોધલો' તરીકે ઓળખાવ્યો અને એને પ્રમાણભૂત માનનારા, સંસ્કૃતનું અલ્પ જ્ઞાન ધરાવતા નાકર અને પ્રેમાનંદ પણ સહેજસાજ ફેર સાથે એ જ અર્થ કરે છે.

પ્રેમાનંદ ભાલણ અને નાકરના નિરૂપણને સહેજ ફેરવી પોતાની કલ્પનાથી નવી ચમત્કૃતિ લાવી દે છે એનાં કેટલાંક ઉદાહરણો આખ્યાનમાં છે.

'નૈષધચરિત'ને પ્રમાણિકપણે અનુસરતાં ભાલણ દમયંતીના કેશકલાપ અને મોરના પિચ્છકલાપ વચ્ચેના ઝઘડાનું નિરૂપણ આ રીતે કરે છે :

કબરી પીછભાર મયૂરનો, વઢતાં ગ્યાં વિધતા પાસ;
અર્ધચંદ્ર દઈ શિખી કાઢ્યો, પૂજી પુષ્પ પ્રકાસ.

નાકર પણ ભાલણને અનુસરી આમ વર્ણવે છે :

મોરપીછ દમયંતીના કેશ, બેહુનિ વાદ થયો, નરેશ !
બ્રહ્મા આગલી બેહુ ગયા, સત્ય બોલોનિ, આણો દયા ।

' પુષ્પ ચડાવી બ્રહ્મા લાગ્યા પાય, વેણી સમતુલ્ય કૈમે ન થવાય;
બ્રહ્મા ખીજીને ઉચર્યા, અર્ધચંદ્ર કાઢ્યો, પરવર્યા

જ્યારે પ્રેમાનંદે ભાનચુ અને નાકરમાંથી વિચારબીજ લઈ, મૂળના તર્કને ફેરવી દમયંતીના કેશકલાપમા સહુની આશંકા કરતો કલાકાર-ચંદ્ર ('મોર' અર્થ પણ થાય) બ્રહ્માને ફરિયાદ કરવા જાય છે અને બ્રહ્મા તેને અર્ધચંદ્ર આપી, ઓચીથી પકડી બહાર હડસેલી દે છે એવુ નિરૂપણ કર્યુ છે અહીં બ્રહ્માના અર્ધચંદ્રક સિવાયની કલ્પના પ્રેમાનંદની છે. વળી ખૂબી એ છે કે કલાકાર શબ્દ મૂકી પ્રેમાનંદે ચંદ્ર અને મોર બેને માટે કડી યોજી અર્થશ્લેષની ચમત્કૃતિ ઉપજાવી છે

દશમસ્કંધ :

'નળાખ્યાન'ની જેમ 'દશમસ્કંધ'મા પણ પ્રેમાનંદ ભાગવતના દશમસ્કંધની મુખ્ય મુખ્ય ઘટનાઓ ઉપાડી લઈ, પોતાની રીતે તેની માવજત કરે છે ભાગવતકારને કૃષ્ણલીલા વર્ણવવી છે પરંતુ વિસ્તારને માટે ત્યા અવકાશ થોડો છે, જ્યારે પ્રેમાનંદે પ્રત્યેક ઘટનાને વ… બહેલાવી છે રસની ક્ષમતા ધરાવતી ઘટનાઓને પારખી લેવાન… તેનામા અપૂર્વ દૃષ્ટિ છે અને રસની તથા ભાવની સરસ માવજત … કરે છે તેનુ સચોટ ઉદાહરણ દશમમાંથી મળે છે

૧ ભાગવતમા તો કેવળ બેત્રણ શ્લોકમા મથુરાનુ વર્ણન કરી ભાગવતકાર વસુદેવ-દેવકીના લગ્ન પછી તેમને વળાવતા કંસ દેવકી… સારુ લગાડવા તેનો રથ હાંકવા બેસે છે એમ દર્શાવે છે, પરંતુ પ્રેમાનં… તો શરૂઆતના બે કડવામા (૩-૪) દેવકીને પરણાવવાની ઉગ્રસેનન… ચિંતા, કંસની અનુમતિ, લગ્નવિધિ, પહેરામણી વગેરેનુ વિગતે વર્ણ… આપે છે જ્યારે નવવધૂવરનુ સારથ્ય કરવા તે બેસે છે ત્યારે લોક… વિસ્મય પામી તેની પ્રશંસા કરે છે અને દેવકી તેના સ્નેહપ્રદર્શનથ… માતાપિતાને પણ ભૂલી જાય છે એ માનવભાવનુ નિરૂપણ પ્રેમાનંદ… મૌલિક છે અને આ ભૂમિકામા પેલી આકાશવાણી વધુ ચમત્કૃતિપૂર્ણ… લાગે છે

છે અને દૈત્યોનો ભાર ઉતારવા અવતર્યા છે પરંતુ આટલી વાતથી દેવકીના પહેલા પુત્રને મારવા કંસ તૈયાર થાય એ પ્રેમાનંદને પ્રતીતિજનક લાગતું નથી. નારદની નારદવિદ્યાને વધુ પ્રકાશનાં તે કહેવડાવે છે. આઠ પુત્રોને ચક્રાકારે મૂકો તો કયો પુત્ર પહેલો કે છેલ્લો તેનો નિર્ણય કેમ કરી શકાય? માટે કોઈ પુત્રને જીવતો ન રહેવા દેવો. આમ પ્રેમાનંદે વધુ પ્રતીતિજનક કારણ આપવા પ્રયાસ કર્યો છે અને તર્ક લડાવીને ચમત્કૃતિ આણી છે. એ પછી કંસ બીજા રાજાઓને પણ યાદવોનો સંહાર કરવા પ્રેરે છે એવું ભાગવતમાં તો ત્રણચાર શ્લોકમાં વર્ણન છે, પરંતુ પ્રેમાનંદ તો કંસ અને તેના ખંડિયા અસુર રાજાઓના અત્યાચાર અને આતંકનું વીગતે વર્ણન કરે છે.[1] એમાં કંસ કેવળ યાદવોનો સંહાર કરાવે છે એવું નથી, દેવોની આરાધનાના સર્વ પ્રકારોને ઉચ્છેદવાનું શરૂ કરે છે અને નગરના ચોકમાં પોતાના ધનુષ્યની પૂજા કરાવે છે એમ પણ પ્રેમાનંદ નિરૂપે છે.

૫. દ્રૌપદીને ગર્ભ રહ્યો છે તે વાત કરતાં કૃષ્ણ નાનાભાઈ અને બલરામ મોટાભાઈ કેમ થયા તે વિશે પ્રેમાનંદ એક નવો તુક્કો લડાવે છે. વિષ્ણુ શેષનાગને દેવકીના ગર્ભમાં જવા કહે છે ત્યારે તે કહે છે કે હું તમારો મોટાભાઈ થાઉં એ યોગ્ય નથી; આથી વિષ્ણુ કહે છે તમે રામાવતારમાં લક્ષ્મણ તરીકે મારી સેવા કરી હતી તો આ અવતારમાં હું કનિષ્ઠ બંધુ થઈ તમારો ઓશિંગણ થાઉં.[2]

૬ દેવકીના ગર્ભમાં રહેલા શેષને યોગમાયા રોહિણીના ગર્ભમાં મૂકી દે છે પછી વિષ્ણુનો અંશ દેવકીના ગર્ભમાં આવે છે. મૂળથી જુદા પડી કવિ દેવકીનો ગર્ભ ઓગળી ગયો તેના સમાચાર સાંભળી કંસ પોતાના નામના પ્રતાપ માત્રથી તેમ બન્યું છે એમ અભિમાન ધરવા લાગ્યો તેમ બતાવે છે. ભાગવતમાં વિષ્ણુનો અંશ કયે દિવસે દેવકીના

૧. જુઓ 'દશમસ્કંધ' કડવું ૮ : પંક્તિ ૧૧ થી ૩૫.

૨. દશમસ્કંધ : ક. ૮ પં. ૪૦ થી ૪૪

ઉદરમાં આવ્યો તે કહ્યું નથી. પ્રેમાનંદ કૃષ્ણજન્મ પહેલાંના બરાબર દશ માસની ગણતરી કરી 'આશ્વિન વદી અષ્ટમીની અધરાત'નો સમય આપે છે. દેવકીના ઉદરમાં ભગવાનનો અંશ અવતરતાં જે નવો અનુભવ તે કરે છે[૧]—તે કવિનું નિરૂપણ છે. એ પછી કંસને થતી ચટપટી મૂળમાં બહુ ટૂંકી છે તેને પ્રેમાનંદ ઠીક ઠીક વિસ્તારે છે. અહીં પ્રેમાનંદે વસ્તુને વધુ ભોગ્ય બનાવવા માટે કરેલો એક નાનો ઉમેરો નોંધપાત્ર છે. પ્રસવનો સમય આવતાં દેવકી કહે છે મારે નથી મા. બ્હેન કે સાસુ. નણંદ તેથી, લજ્જા છોડી તમને કહેવું પડે છે કે પ્રસવનો સમય થયો છે.[૨] સ્ત્રી પોતાની આ સમયની વેદના બીજી સ્ત્રીને જ કહી શકે એ વ્યવહારની વાત પ્રેમાનંદના ધ્યાન બહાર ગઈ નથી. જો કે વધુ ચિંતાનો વિષય તો પછીથી દર્શાવે છે કે બાળક જન્મતાંવેંત રડે અને કંસના સેવકોને બાળકના જન્મની ખબર પડે તો? આ ઉમેરો પણ સ્વાભાવિકતા લાવે છે. આ પછી બ્રહ્મા, મહેશ વગેરે દેવો દેવકીના ગર્ભમાં રહેલા વિષ્ણુની સ્તુતિ કરે છે તે ઘણી ટુંકાવીને પ્રેમાનંદે રસનો પ્રવાહ જાળવી રાખ્યો છે.

પરંતુ દેવોની ટૂંકી પ્રાર્થના પછી પ્રેમાનંદ ઉમેરે છે કે વિષ્ણુ દેવાદિકને કહે છે કે તમે કુંતીના ગર્ભમાં રહેલ નરના અવતાર અર્જુનની સ્તુતિ કરો, અમે તેના સારથિ થઈ, ભૂમિનો ભાર અર્જુન પાસે ઉતારાવીશું, આમ કહીને તે દેવોને પૃથ્વીનો ભાર ઉતારવાનુ આશ્વાસન આપી, કૃષ્ણાવતારના મુખ્ય કાર્યનો નિર્દેશ પ્રેમાનંદ કરે છે. આ પછી દેવકીને ઉદ્ભવેલી ચિંતાનું નિરાકરણ પ્રેમાનંદ જ કરે છે. ભગવાનની આજ્ઞાથી-યોગનિદ્રા કંસ અને તેના સેવકોને મૂર્છા પમાડી દે છે.

---

૧. કંસ તૃણવત્ સરખો ભાસે, ના જાણું આગળ શું થાશે ?
૧ ...ક્ષુધા તૃષા મુજને નવ પીડે, મહારું મન કંસ મારવા હીડે.
(કડવું ૯)

૨. આગળ છ પ્રસુતિ ગઈ છે, (સાતમો ગર્ભ-બળરામનો તો રોહિણીના ૨-૧ ઉદરમાં છે.) ત્યારે આ સમયે એ મૂંઝવણ શા માટે?

છે અને દૈત્યોનો ભાર ઉતારવા અવતર્યા છે પરંતુ આટલી વાતથી દેવકીના પહેલા પુત્રને મારવા કંસ તૈયાર થાય એ પ્રેમાનંદને પ્રતીતિજનક લાગતું નથી. નારદની નારદવિદ્યાને વધુ પ્રકાશમાં તે કહેવડાવે છે. આઠ પુત્રોને ચક્રાકારે મૂકો તો કયો પુત્ર પહેલો કે છેલ્લો તેનો નિર્ણય કેમ કરી શકાય? માટે કોઈ પુત્રને જીવતો ન રહેવા દેવો. આમ પ્રેમાનંદે વધુ પ્રતીતિજનક કારણ આપવા પ્રયાસ કર્યો છે અને તર્ક લડાવીને ચમત્કૃતિ આણી છે. એ પછી કંસ બીજા રાજાઓને પણ યાદવોનો સંહાર કરવા પ્રેરે છે એનું ભાગવતમાં તો ત્રણચાર શ્લોકમાં વર્ણન છે, પરંતુ પ્રેમાનંદ તો કંસ અને તેના ખંડિયા અસુર રાજાઓના અત્યાચાર અને આતંકનું વીગતે વર્ણન કરે છે.[1] એમાં કંસ કેવળ યાદવોનો સંહાર કરાવે છે એવું નથી, દેવોની આરાધનાના સર્વ પ્રકારોને ઉચ્છેદવાનું શરૂ કરે છે અને નગરના ચોકમાં પોતાના ધનુષ્યની પૂજા કરાવે છે એમ પણ પ્રેમાનંદ નિરૂપે છે.

૫. દ્રૌપદીને ગર્ભ રહ્યો છે તે વાત કરતાં કૃષ્ણ નાનાભાઈ અને બલરામ મોટાભાઈ કેમ થયા તે વિશે પ્રેમાનંદ એક નવો તુક્કો લડાવે છે. વિષ્ણુ શેષનાગને દેવકીના ગર્ભમાં જવા કહે છે ત્યારે તે કહે છે કે હું તમારો મોટાભાઈ થાઉં એ યોગ્ય નથી; આથી વિષ્ણુ કહે છે તમે રામાવતારમાં લક્ષ્મણ તરીકે મારી સેવા કરી હતી તો આ અવતારમાં હું કનિષ્ઠ બંધુ થઈ તમારો ઓશિંગણ થાઉં.[2]

૬. દેવકીના ગર્ભમાં રહેલા શેષને યોગમાયા રોહિણીના ગર્ભમાં મૂકી દે છે પછી વિષ્ણુનો અંશ દેવકીના ગર્ભમાં આવે છે મૂળથી જુદા પડી કવિ દેવકીનો ગર્ભ ઓગળી ગયો તેના સમાચાર સાંભળી કંસ પોતાના નામના પ્રતાપ માત્રથી તેમ બન્યું છે એમ અભિમાન ધરવા લાગ્યો તેમ બતાવે છે. ભાગવતમાં વિષ્ણુનો અંશ કયે દિવસે દેવકીના

---

૧. જુઓ 'દશમસ્કંધ' કડવું ૮ : પંક્તિ ૧૧ થી ૩૫.

૨. દશમસ્કંધ : ક. ૮ પં. ૪૦ થી ૪૪

ઉદરમાં આવ્યો તે કહ્યું નથી. પ્રેમાનંદ કૃષ્ણજન્મ પહેલાંના બરાબર દશ માસની ગણતરી કરી 'આશ્વિન વદી અષ્ટમીની અધરાત'નો સમય આપે છે. દેવકીના ઉદરમાં ભગવાનનો અંશ અવતરતાં જે નવો અનુભવ તે કરે છે[1]—તે કવિનું નિરૂપણ છે. એ પછી કંસને થતી ચટપટી મૂળમાં બહુ ટૂંકી છે તેને પ્રેમાનંદ ઠીક ઠીક વિસ્તારે છે. અહીં પ્રેમાનંદે વસ્તુને વધુ ભોગ્ય બનાવવા માટે કરેલો એક નાનો ઉમેરો નોંધપાત્ર છે. પ્રસવનો સમય આવતાં દેવકી કહે છે મારે નથી મા, બહેન કે સાસુ, નણંદ તેથી, લજ્જા છોડી તમને કહેવું પડે છે કે પ્રસવનો સમય થયો છે[2] સ્ત્રી પોતાની આ સમયની વેદના બીજી સ્ત્રીને જ કહી શકે એ વ્યવહારની વાત પ્રેમાનંદના ધ્યાન બહાર ગઈ નથી. જો કે વધુ ચિંતાનો વિષય તો પછીથી દર્શાવે છે કે બાળક જન્મતાંવેંત રડે અને કંસના સેવકોને બાળકના જન્મની ખબર પડે તો? આ ઉમેરો પણ સ્વાભાવિકતા લાવે છે. આ પછી બ્રહ્મા, મહેશ વગેરે દેવો દેવકીના ગર્ભમાં રહેલા વિષ્ણુની સ્તુતિ કરે છે તે ઘણી ટુંકાવીને પ્રેમાનંદે રસનો પ્રવાહ જાળવી રાખ્યો છે.

પરંતુ દેવોની ટૂંકી પ્રાર્થના પછી પ્રેમાનંદ ઉમેરે છે કે વિષ્ણુ દેવાદિકને કહે છે કે તમે કુંતીના ગર્ભમાં રહેલ નરના અવતાર અર્જુનની સ્તુતિ કરો, અમે તેના સારથિ થઈ, ભૂમિનો ભાર અર્જુન પાસે ઉતારાવીશું, આમ કહીને તે દેવોને પૃથ્વીનો ભાર ઉતારવાનુ આશ્વાસન આપી, કૃષ્ણાવતારના મુખ્ય કાર્યનો નિર્દેશ પ્રેમાનંદ કરે છે. આ પછી દેવકીને ઉદ્ભવેલી ચિંતાનુ નિરાકરણ પ્રેમાનંદ જ કરે છે. ભગવાનની આજ્ઞાથી-યોગનિદ્રા કંસ અને તેના સેવકોને મૂર્છા પમાડી દે છે.

---

૧. કંસ તૃણવત્ સરખો ભાસે, ના જાણું આગળ શું થાશે ?
૧ ક્ષુધા તૃષા મુજને નવ પાડે, મહારું મન કંસ મારવા હીંડે.

(કડવું ૯)

૨. આગળ છ પ્રસૂતિ થઈ છે, (સાતમો ગર્ભ-બળરામનો તો રોહિણીના - ' ઉદરમાં છે.) ત્યારે આ સમયે એ મૂંઝવણ શા માટે?

ભગવાનનો જન્મ થતાં જ દેવકીને સ્વપ્ન આવે છે કે તેના પુત્રે કંસને માર્યો અને સોળહજાર પુત્રવધૂઓ તેના આશીર્વાદ લેવા આવી; એ પણ લોકરંજન માટે ચમત્કૃતિ લાવવાનો પ્રેમાનંદનો પ્રયાસ છે.

૭. ભાગવતના ત્રીજા અધ્યાયમાં કૃષ્ણજન્મ પછી વસુદેવ જે પ્રાર્થના કરે છે તેમાં શુષ્ક અધ્યાત્મવિદ્યાનો સ્પર્શ છે પરંતુ પોતાનાં શ્રોતાવર્ગનું ગજું સમજીને પ્રેમાનંદ મહત્તત્ત્વ, અહંકાર, તન્માત્રાઓ, કાર્યકારણભાવ, બ્રહ્મનું સ્વરૂપ વગેરેની ઝીણવટમાં નહીં ઊતરતાં લોકભોગ્ય છતાં કૃષ્ણના બ્રહ્મસ્વરૂપનો મહિમા ઓછો ન થાય એવી પ્રાર્થના યોજે છે. પ્રેમાનંદે વસુદેવની પ્રાર્થના પછીની દેવકીની સ્તુતિ ઉડાડી દીધી છે. તે જ રીતે શ્રી ભગવાન વસુદેવ–દેવકીના પૂર્વજન્મોની વાત કહે છે તે પણ તેણે ઉડાડી દીધી છે; તેને બદલે મૂળકૃતિના ભગવાનના સાક્ષાત્કાર પછીનાં અતિમાનવ લાગતાં વસુદેવ–દેવકીને સ્થાને પુત્રનું ફરી દર્શન થાય તો વિપ્રને અયુત ગાયો આપવાની બાધા રાખતા વસુદેવ અને પુત્રને આપવાની આનાકાની કરતી માતા દેવકીનું અત્યંત માનવીય નિરૂપણ તેણે કર્યું છે. મૂળ કૃતિમાં દેવકી આ સમયે કોઈ આનાકાની કરતી નથી, જ્યારે પ્રેમાનંદની દેવકી તો કૃષ્ણને આપવા આનાકાની કરી, વગર પ્રસવે માતા થતી જશોદાની કંઈક ઈર્ષ્યા પણ કરે છે.[1] ત્યાર પછી 'નળાખ્યાન'માં બાળકોને મોસાળ વળાવતાં દમયંતી કરુણરસથી છલકાતા ઉદ્ગારો કાઢે છે તેવા જ માતૃભાવસહજ ઉદ્ગારો આ સમયે પુત્રને નંદજશોદાને ઘેર મોકલતાં દેવકી પણ કાઢે છે[2] સાથે સાથે વસુદેવને

૧. હું પ્રસવું ને પરઘેર હાથા, હું તે ફોગટ જશોદા માતા
(કડવું ૧૩: પં. ૧૯)
કીડી સાંચે ને તેતર ખાએ, તેમ થયું આજ મહારે
(કડવું ૧૪: પં. ૩)

૨. ગોકુળ પધારો હો, બાળક બાપુડાં,
વનવન રખડજો 'હો,' પગે નહીં ખાસડાં,
માતા હછરજો હો, પી પી છાસડી.
(કડવું ૧૫: પં. ૧–૩

યાદ પણ આપે છે કે મારી રંકની આ થાપણને તમે એમ ને એમ નાખી ન આવશો. વચ્ચે બે સાક્ષીઓ રાખીને સોંપજો કારણ, ગોપ લોકોનો વિશ્વાસ કરવો નહિ.[૧] દેવકી ભલે પરમાત્માની માતા છે પરંતુ છેવટે તો માતૃહૃદય અધીરું જ હોય. માનવહૃદયનો જાણતલ પ્રેમાનંદ આ તકને સરસ રીતે સંભાળી લે છે.

૮. ભાગવતમાં યોગમાયા કંસના હાથમાંથી છટકી તેને જણાવે છે કે તેને મારનારો અન્યત્ર જન્મી ચૂક્યો છે. પ્રેમાનંદ તેનો સમય પણ જણાવે છે કે તે તને આજથી બારમે વર્ષે મારશે. મૂળમાં તો કંસ મનુષ્યોની જેમ દેવો પણ અસત્ય બોલે છે એવું દુઃખ વ્યક્ત કરતો બહેન—બનેવીને આત્માના અવિકારીત્વનો અને કરેલાં કર્મો ભોગવવાં પડે છે એવો બોધ આપી આશ્વાસન આપે છે, જ્યારે પ્રેમાનંદનો કંસ તો હવે બહેન-બનેવીની સેવા કરીશ. તો જ ઊગરવા વારો છે-એવી ગણતરીથી તેમને કેદમુક્ત કરી, પશ્ચાત્તાપપૂર્વક ક્ષમા માગે છે. કંસના મુખમાં ઉપદેશનાં વચનો અસ્થાને છે એમ પ્રેમાનંદને લાગે છે એથી એ ભાગ તેણે લીધો જ નથી.

૯. ભાગવતમાં તો પોતાને ત્યાં પુત્રજન્મનો ઉત્સવ ઊજવી, નંદ પોતાની મેળે જ કંસને વાર્ષિક કર આપવા માટે ગોકુળની રક્ષા માટે કહી મથુરા જાય છે, પરંતુ પ્રેમાનંદ તો કૃષ્ણને મારવાના કાવતરાના એક ભાગ રૂપે, જ્યાં સુધી નંદ વગેરે ગોપજનો ગોકુળનું રક્ષણ કરતા હોય ત્યાં સુધી, પૂતના સફળ ન થાય એથી પૂતનાના કહેવાથી કંસ કર ચૂકવી જવાને બહાને નંદને સર્વ ગોપ સાથે તેડાવી મંગાવે છે. નંદ આવતાં તેને પુત્રજન્મ માટે અભિનંદી, સારો સત્કાર કરી, કંસ તેને

---

૧. થપણી લીધી હો, દેવકી રાંકની;
જેગકો કહાડી લે હો, કીકી આંખની.
નાથજી મારા હો, ન આવશો નાખીજી,
લોક બે રાખજો હો, સોંપતાં સાખીજી. (ક. ૧૫; ૧૨-૧૩)

વધુને વધુ રોકી રાખે છે. પરંતુ વસુદેવ નંદને કંઈક ઉત્પાતની આશંકા બતાવી ત્યાંથી જવા કહે છે. ભાગવતમાં વસુદેવ સ્પષ્ટ કહેતા નથી પરંતુ પ્રેમાનંદના વસુદેવ તો કંસની કપટવૃત્તિનો પૂરો પરિચય તેને આપે છે.

૧૦. પૂતનાનું વર્ણન ભાગવતકાર એત્રણ શ્લોકમાં પતાવી દે છે, જ્યારે પ્રેમાનંદ તેના દેહસૌંદર્ય, વસ્ત્રાલંકાર વગેરેનું વીગતભર્યું વર્ણન આપે છે. જો કે, આ વર્ણન પરંપરાગત છે. ભાગવતમાં પૂતના કૃષ્ણને જોઈ, તેને ખોળામાં લઈ ધવરાવવા માંડે છે, યશોદા અને રોહિણી તેની લક્ષ્મી જેવી કાંતિથી એવા અંજાઈ ગઈ છે કે આ પરાઈ સ્ત્રી પુત્રને ધવરાવે તેનો વાંધો લેવાનું તેમને સૂઝતું જ નથી, પરંતુ પ્રેમાનંદ એક વધારાનું કારણ પણ આપે છે: પૂતના યશોદાને કહે છે કે મારા સ્તનમાં અમૃત છે, તેથી નંદે મને પુત્રને ધવરાવવા મોકલી છે અને પૂતના પોતાની 'માશી' તરીકેની ઓળખાણ આપે છે. 'પૂતના માશી' પ્રયોગ પ્રેમાનંદના આ નિરૂપણ પછી શરૂ થયો છે.) ભાગવતમાં તો પૂતના કૃષ્ણને ધવરાવવાની શરૂઆત કરે છે ત્યાં કૃષ્ણ તેના પ્રાણો પણ ધાવવા માંડે છે અને વજ્રપાતની જેમ પૃથ્વી પર પડે છે, જ્યારે પ્રેમાનંદ તો તેના પયપાનનું ઠીકઠીક વીગતે વર્ણન આપે છે. કૃષ્ણ પહેલે ઘૂંટડે વિષવાળું દૂધ પી જાય છે, બીજે ઘૂંટડે લોહી શોષી લે છે અને ત્રીજે ઘૂંટડે તેના પ્રાણ શોષી લે છે ત્યારે પૂતના પોતાને છોડાવવા માટે જશોદાને વીનવે છે, સાતસેં બાળકોની હત્યાનો એકરાર કરે છે અને ધીમેધીમે તે ભાન ગુમાવતી જાય છે, હેડકી આવે છે અને પછી મૂળ રૂપમાં દોઢ યોજન વિસ્તારમાં પથરાય છે એવું નિરૂપણ કરે છે. પછીનું વર્ણન ફરી ભાગવતને મળતું આવે છે કૃષ્ણ તો પૂતનાનાં પર્વત સ્તન ઉપર રમતા હતા. ભાગવતમાં તો ગોપીઓ તેને તરત તેડી લે છે અને રક્ષા માટેના મંત્રોથી વિધિ કરે છે, જ્યારે પ્રેમાનંદ તો દર્શાવે છે કે જશોદા તો કાછડો વાળી નિસરણી મૂકી પૂતનાના શરીર પર ચડી કૃષ્ણને લેવા જાય છે અને આળપૂર્વક પુત્રને

યાંથી ખસેડવો પડે છે. ભાગવતમાંનું રક્ષા માટેનું અંગન્યાસનું વર્ણન પ્રેમાનંદ એક જ શબ્દમાં પતાવી દે છે અને પોતાના સમયનો પાણી ઉતારવાનો અને ગામની કુળદેવીને પગે લગાડવાનો વિધિ કરાવે છે.

૧૧. પૂતનાવધ પછી કૃષ્ણના જન્મ નક્ષત્રનો પહેલો યોગ આવ્યો ત્યારે અરિષ્ટનાશ માટે દાન વગેરે કરવામા આવે છે. ત્યારે યશોદા પુત્રને એક ગાડા નીચે ઝોળીમાં સુવાડે છે અને ગાડું તે શકટાસુર હતો એમ ભાગવતમાં દર્શાવ્યું છે. તે પહેલાં પ્રેમાનંદ પોતાના સમયના આચાર પ્રમાણે ઝોળીપોળી કરે છે અને ગોપીઓ હાલરડું ગાય છે. એવું નિરૂપણ કરે છે અને આ હાલરડું કાવ્યનો એક સુંદર નમૂનો વાત્સલ્યરસ સાથે એમાં આધ્યાત્મિકતાની ભવ્યતા પણ છે[1] ત્યારપછી પ્રેમાનંદ નિરૂપે છે કે કૃષ્ણે જાણ્યું કે શકટાસુર શકટ (ગાડુ)નું રૂપ ધરી આવ્યો છે એટલે તેમણે રડવા માંડ્યું. તેમને રાખવાના અનેક ઉપચારો કર્યાં છતાં તે રોતા ન અટક્યાં, છેવટે એક ગોપી સાડીની ઝોળી કરી તેને શકટની નીચે બાંધી તેમાં સુવાડે છે ત્યારે જ તે રડતા રહે છે.

૧૨. તૃણાવર્તના સંહાર પછી ભાગવતમાં નંદ જશોદા પોતાના કયા પુણ્યથી પુત્ર મૃત્યુના મુખમાંથી પાછો ફર્યો તે વિશે વિચારે છે તો પ્રેમાનંદના નંદ જશોદાને આવી આપત્તિમાંથી પુત્ર કેવી રીતે ઊગરશે તેની ચિંતા થાય છે. ભાગવતમાં વિશ્વરૂપ દર્શન કેવળ એ જ શ્લોકમાં પતાવી દીધું છે, જ્યારે પ્રેમાનંદ તો વિશ્વરૂપ દર્શનનું વીશેક પંક્તિઓમાં વીગતે દર્શન કરાવે છે અને પ્રેમાનંદની જશોદા વિચારે છે કે પૂતના, શકટાસુર અને તૃણાવર્ત નાશ પામ્યા એમાં શી નવાઈ? સારું થયું

૧. સંસાર હિંડોળો બાંધ્યો રે બ્રહ્મે, કાંઈ કર્મે હીંચે કોટિ જીવડા રે...
શંકર બ્રહ્મા જોગી રે ઝૂલ્યા, ભૂલ્યા બ્રહ્મે મોટા મુનિરે,
આવાગમન હિંડોળે રે હીંચે, ન પ્રીછે પ્રાણી માયા મજ્યા રે...
જગત ઝુલાવ્યું સોંપી ક્રર્મ ને તે બ્રહ્મને ઝુલાવે મજ. સુંદરી રે.

મેં તેને ખોળામાથી ગબડાવી દીધો નહિ તો મારુ યે મૃત્યુ આવત-પુ અસામાન્ય છે એટલુ જ નહિ પરમેશ્વરનો અવતાર છે તેની પ્રતી તેને થાય છે પરંતુ માયા સંકેલાઈ જતા બ્રહ્મભાવ દૂર થઈ ફરી પુ ભાવ જાગે છે

૧૩ વસુદેવની પ્રેરણાથી ગર્ગાચાર્ય નામકરણ માટે ગોકુળી જા છે તેનો ભાગવતમા માત્ર નિર્દેશ જ છે પરતુ પ્રેમાનદ વસુદેવ અં ગર્ગાચાર્ય વચ્ચેની મુલાકાત વીગતે નિરૂપે છે. ગાકુળ પહોંચીને ગર્ગાચા કેવળ રોહિણીના પુત્રના નામકરણનુ નિમિત્ત જણાવે છે ભાગવત નદ બને સંતાનોના નામકરણ કરવા કહે છે ત્યારે ગર્ગ કહે છે કે જશોદા પુત્રનુ નામકરણ કહીશ તો કંસ તેને દેવકીનો પુત્ર માનશે ત્યારે નદ તેમ એકાતમા નામકરણ કરવા કહે છે પ્રેમાનદ ગર્ગાચાર્યે કૃષ્ણનુ નામકર એકાતમા કર્યું તેનુ રહસ્ય જુદુ દર્શાવે છે રોહિણીના પુત્રનુ નામકરણ કર પછી નદરાયના કહેવાથી જશોદા પોતાના પુત્રને લાવે છે અને તેને જો સંત ગર્ગાચાર્ય તેનામા રહેલા પરમેશ્વરના અંશને ઓળખી જાય તે બાળકની ચાર પ્રદક્ષિણા કરી પ્રણામ કરે છે અને તેમને શ્રીવત્સ લાછનવાળા રાધારમણનુ દર્શન થાય છે અને એકાતમા નામકર કરવાનુ બહાનુ કાઢી એકલા નદરાયને કહે છે કે આ બાળક અવિના બ્રહ્મ છે અને તે વસુદેવ દેવકીનો પુત્ર છે આમ કહી બધી વાત વીગ કહે છે ત્યાર પછી જશોદાને બોલાવી નામકરણ કરે છે તેની જન્ પત્રિકા બનાવવા બેસે છે, પરતુ ગ્રહો જેના કહ્યામા રહેતા હોય તે જન્મપત્રિકા શી લખવી! એ નિરૂપણ પણ પ્રેમાનદનુ છે

૧૪ કડવુ ૩૨ અને ૩૩માની ગોપીની ફરિયાદ, ગોપી ચ નટખટ બાલકૃષ્ણ વચ્ચેનો સંવાદ, ભાગવતમાં નથી નરસિંહ જે કવિના પદોમા આવા પ્રસગો ઘણા છે એ ઉપરથી પ્રેમાનદે ઘટના લીધી જણાય છે

૧૫ જશોદા બાલકૃષ્ણને દામણાથી બાંધે છે એનું પ્રેમાન કરેલુ વર્ણન મૂળ કરતાં વધુ પ્રાસાદિક જણાય છે. બાલકૃષ્ણને બાંધે

જોઈ એમને વિરો ફરિયાદ કરનારી ગોપાગનાઓ પણ વ્યાકુળ બની જાય છે ગોરસની ગોળી માટે યશોદાએ પુત્રને બાંધ્યો એ વાતથી નંદ તેના પર ગુસ્સે થઈ જાય છે અને જશોદા જમુનામા ઝંપલાવવા તૈયાર થાય છે, માતાપિતાનુ મન રાખવા બાળકૃષ્ણ કહે છે કે માતાએ તો તેની રક્ષા માટે બાધ્યો હતો અને માતાના પુણ્યથી જ તે વૃક્ષો નીચે દબાઈ ગયો નથી વગેરે મુદ્દાઓ પ્રેમાનંદના સ્વાભાવિકતા લાવવા માટેના ઉમેરણો છે

૧૬ કડવુ ૪૦માની કૃષ્ણની બાળલીલાઓનુ વર્ણન (પંક્તિ ૫૦થી૧૨૫) પ્રેમાનંદે ઉમેર્યું જણાય છે વત્સાસુર અને બકાસુરના વધ પછી નંદ વગેરે ગોપજનોકો બાળક કૃષ્ણ અજેય છે એવી પ્રતીતિ થતા આનંદપૂર્વક તે વાતો કરે છે ત્યારે પ્રેમાનંદનો નંદ કૃષ્ણને શિખામણ આપે છે કે આપણને તો ગાયો ચારવા સાથે કામ, કસને ખબર પડે તો વધુ ઉત્પાત કરશે

૧૭. અઘાસુરના સંહાર પછી બ્રહ્મા ગોપબાળકો અને ગાયોનુ હરણ કરી જાય છે, એ વિશે પ્રેમાનંદનુ નિરૂપણ જુદુ છે મૂળ પ્રમાણે અઘાસુરના સંહાર પછી કૃષ્ણ ગોપબાળકોને લઈ નદી કિનારે જાય છે અને ત્યા ભોજન કરવાનો આરંભ કરે છે, ત્યારે બ્રહ્મા ભગવાનનો બીજો ચમત્કાર જોવા માટે ગોપબાળકો અને ગાયોનુ હરણ કરે છે ત્યારે પ્રેમાનંદ જણાવે છે કે અઘાસુરને મારી નાખ્યા પછી તેના રુધિરથી ખરડેના ચામડા ઉપર જ કૃષ્ણ અને તેના સાથીઓ ભોજન કરવા બેસે છે, એકબીજાનુ એઠુ ખાય છે એ જોઈ અઘાસુરનો સંહાર જોવા આકાશમા ભેગા મળેના દેવો આશ્ચર્ય પામે છે બ્રહ્માને થાય છે કે રાવણ વગેરેને સંહારનાર વિષ્ણુનો અવતાર આ કેમ હોઈ શકે? જે યજ્ઞોથી કે ષડ્દર્શનોથી ય મળતો નથી તે બ્રહ્મ આ ગોવાળોને આટલો સુલભ? માટે તેનુ પારખુ કરવા બ્રહ્મા આમ કહે છે.

૧૮. ભાગવતમાં કૃષ્ણ બળરામને વર્ણવી બતાવે છે તે વૃન્દાવનશોભાનું વર્ણન પ્રેમાનંદ મૂળથી જુદો પડી, આખ્યાનપરંપરા અનુસરી કરે છે.

૧૯ ભાગવતમાં કૃષ્ણ યમુનાને કાલીય નાગના આતંકથી મુક્ત કરવા માટે કદમ્બવૃક્ષ પરથી ભૂસકો મારે છે આગળના ચમત્કારો છતાં ગોપ લોકો કૃષ્ણને અટકાવતા કેમ નથી એ શંકાને સ્થાન ન રહે તે માટે પ્રેમાનંદ ગેડીદડાની રમતની વાત ગોઠવે છે અને જાણી જોઈને યમુનામાં દડો ફેંકી તે કાઢવાને બહાને પાણીમાં ઝંપલાવે છે અને ત્યારે ગોપબાળો તેને વારવા પ્રયાસ કરે છે એમ કવિ નિરૂપે છે કાલીયદમનનો પ્રસંગ પ્રેમાનંદ પોતાની રીતે વર્ણવે છે નાગણી અને કૃષ્ણ વચ્ચેનો વાર્તાલાપ ભાગવતમાં નથી નરસિંહના નાગદમનના જાણીતા પદ ઉપરથી પ્રેરણા લઈ પ્રેમાનંદ આ પ્રસંગ નિરૂપતો હોય તેમ જણાય છે જનોદ વિલાપનું પદ પણ પ્રેમાનંદે કરુણ રસની જમાવટ કરવા પોતાના તરફથી ઉમેર્યું છે.

૨૦. કૃષ્ણની વેણુ સાંભળીને ગોપીઓને થતા મનોભાવનું નિરૂપણ કરવાની પ્રેમાનંદની રીત ભાગવત કરતાં જુદી છે. કૃષ્ણને પતિ તરીકે મેળવવા કાત્યાયની વ્રત કરતી ગોપસ્ત્રીઓનાં વસ્ત્રહરણની ઘટનામાં ગોપસ્ત્રીઓ બીજો કોઈ ઉપાય ન હોવાથી ગુહ્ય ભાગો ઢાંકીને જળની બહાર આવી વસ્ત્રો લઈ લે છે ત્યારે પ્રેમાનંદનો કૃષ્ણ વધારે નટખટ થાય છે. મુગ્ધ ગોપીઓના આ સમયના મનોભાવ અને ચેષ્ટાઓ ભાગવતમાં નથી એનું વર્ણન કરી પ્રેમાનંદ તો કૃષ્ણ પાસે કહેવડાવે છે કે દરેક ગોપી નજીક આવી પોતપોતાના વસ્ત્ર ઓળખી લે. ગુહ્યભાગ ઢાંકતી ગોપીઓને પ્રેમાનંદનો કૃષ્ણ ધમકી આપે છે જો તેઓ જલદ નજીક નહિ આવશે તો, તેમના પરિવારને તે બોલાવી લાવી ફજેત કરાવશે જો તમને સૂરજની લાજ નથી, વરુણની લાજ નથી તો મારું બાળકની લાજ શાને? એટલું અપૂરતું હોય તેમ એકવાર સ્વજન

ડૉ. ચન્દ્રકાન્ત મહેતાએ જે કડવાંનો નિર્દેશ કર્યો છે તે કડવાં પ્રેમાનંદના 'ઓખાહરણ'થી ભિન્ન એવી હસ્તપ્રતને આધારે તૈયાર કરાયેલ બૃ. કા. દો ની વાચનાને આધારે છે.

અન્ય કડવાંઓમાં, બૃ કા. દો.ના પ્રેમાનંદના આખ્યાનનું કડવું ૧૦મું નાકરના આખ્યાનમાં ૧૨મું છે અને તે ૧૧મી કડી સુધી લગભગ સમાન છે. બૃ કા. દો.નું પ્રેમાનંદનું ૨૬મું કડવું નાકરમાં ૨૭મું છે. પ્રેમાનંદ બીજા કોઈ આખ્યાનમાં પોતાના પુરોગામી કવિમાંથી એક પણ પંક્તિ આખી એવી ને એવી ઉપાડતો નથી. 'મામેરુ'માં વિશ્વનાથ જાનીની કૃતિ સાથે તેની કૃતિને મળતાપણું છે, કેટલીક પંક્તિઓ એક સરખી અર્થછાયાવાળી છે, પરંતુ ત્યાં પણ સીધી ને સીધી કોઈ પંક્તિ એણે ઉચાપત કરી હોવાનું જણાતું નથી. 'ઉધડકી ઊડિયો વેગે વૈકુંઠપતિ' એ પદ વિશે તો સંદિગ્ધતા પ્રવર્તે છે પરંતુ પ્રેમાનંદ જેવો કોઈ અન્ય કવિની કૃતિમાંથી આખાને આખા કડવાં ઉપાડે એમ માનવું એ એને અન્યાયકર છે. આ કડવાં પછીના કોઈ કથાકાર અથવા લહિયાને હાથે નાકરમાંથી ક્ષેપક તરીકે આવી ગયાં છે એજ રીતે પ્રેમાનંદના પુરોગામી વિષ્ણુદાસના 'ઓખાહરણ'માં બૃ કા. દો. માં છપાયેલ પ્રેમાનંદના 'ઓખાહરણ'નાં કેટલાંક કડવાં પ્રક્ષિપ્ત થયાં જણાય છે. એથી, બૃ. કા. દો. ની વાચના સંદિગ્ધ છે.

એક બીજો મુદ્દો પણ ધ્યાનમાં લેવા જેવો છે. પ્રેમાનંદના ગણાવાયલા મોટા 'ઓખાહરણ'માં ( બૃ. કા. દો. ) કડવું ૧૫ માં જે નિરૂપણ છે તે સાચે જ પ્રેમાનંદનું હશે ? રાજસી અને સાત્ત્વિક સંભોગની આવી વિકૃતિ પ્રેમાનંદે પોતાના બીજા કોઈ પણ આખ્યાનમાં દેખાડી નથી,[1] એ દૃષ્ટિએ આ આખું કડવું અને પહેલાના અને

---

૧. સમય સંજોગ સુખને અરતે, કુચમર્દન કરે છે સ્વહસ્તે;
અધર કરડે ચુંબન દે ઘેલી, બેઉ ચરણ હૃદે પર મેલી;
લડપડની આવે હીંડી, ચિત્રલેખાને પાડે ભુજ ભીડી.

પછીના કડવા સાથે ક્ષેપક જણાય છે બૃ મ દોનું ૧૬મુ કડવુ પણ ક્ષેપક જણાય છે પ્રેમાનંદ એના બીજા કોઈપણ આખ્યાનમા હિન્દી ભાષાનો પ્રયોગ કરતો નથી આ કડવામાં વિરહિણીનો મનોભાવ આલેખવા માટે કોઈ અગમ્ય કારણસર હિંદી ભાષાનો પ્રયોગ * જોવા મળે છે 'ઓખાહરણ' પ્રેમાનંદની આરંભકાળની રચના છે, છતા ગુજરાતી ભાષા ઉપરનુ તેનુ પ્રભુત્વ તો પહેલા રચાયેલા મનાતા ૨૯ કડવાના 'ઓખાહરણ'મા પણ દેખાય છે તો આ 'ઠુમરી' જેવો પ્રયોગ કરવાની શી જરૂર ? અને આ હિંદી ભાષા પણ ગુજરાતી ભાષાની હિંદીની ભેળસેળવાળી છે એ પ્રેમાનંદની કલમની પ્રસાદી ન હોઈ શકે

એ જ રીતે ઓખાના માળિયામા અનિરુદ્ધની હાજરી પકડાઈ જાય છે ત્યારે 'હવે ચોરી શાની' ? એમ કહી, અનિરુદ્ધ ઓખાને ખોળે લઈને બારીએ બેસે છે તેનુ નિરૂપણ કરતા 'બૃહદ્ કાવ્યદોહન'ની વાચનામા ઉઘાડી રીતે ઓખાના કુચગ્રહણ જેવી નફ્ફટાઈ અનિરુદ્ધ બતાવે છે એમ કૌભાડ કહે છે[1] જ્યારે ૨૯ કડવાની વાચનામા એ

સૂતા સજનીને એકઠા વળગી, સૈયરને ન કરે અળગી
પર્યંક પ્રેમદા રમે, એમ આળે નિશા નિર્ગમે
ઓખા ઊંઘમા જાગતી હતી, સખીની સેજે જઈને સૂતી,
તેને થાવા ન દે ઉપરાટી અન્યોન્ય બરાવે આટી

* સેજે સુતા સપન ભયો, પિયા ગ્રહી મોરી બાહે,
ઓચિંતી ઝબકી ગઈ, પિયુ ન દેખુ ત્યાહે રે
રૈન કે સ્વપ્નાંતરે, કહ્યુ જિવ મોરી માય
સ્વપ્નામે પિયુ આવીયા, ઉઘે લાગો ધાય
બલિહારી એ સ્વપ્નકી રે, ગત સ્વપ્ના હો જાય રે
સ્વપ્નાને તોરા કહ્યા કીયા, મત જગાવે મોય,
જો મેરા પિયા ન માને તો મે મરુંગી રોય રે

1 કુચગ્રહણ ચુંબન કરે, કાંઈ લજ્જા ન આણે હમારી

ત્ત્વ દેખાતું નથી.[2] 'તપત્યાખ્યાન'ની સંદિગ્ધતાની ચર્ચા કરતાં શ્રી ક. કા. શાસ્ત્રી અને ડૉ. પ્રસન્ન વકીલ તપતી તરફ સંવરણના બીભત્સ વર્ણન અને કુચમર્દનને કારણે તેને અપ્રેમાનંદી ગણે છે; તે જ રીતે આ નિરૂપણ પણ અપ્રેમાનંદી છે. આ બધા મુદ્દાઓને લીધે બૃ કા.દો.ની પ્રેમાનંદના ઓખાહરણની વાચના અશ્રદ્ધેય ઠરે છે અને ત્રણ ઓખાહરણો[3] માંની પ્રેમાનંદના ઓખાહરણની વાચના વધુ વિશ્વસનીય જણાય છે.

## 'કુંવરબાઈનું મામેરું':

'મામેરું'નું કથાવસ્તુ નરસિંહના જીવનમાંથી લેવામાં આવ્યું છે. નરસિંહે પોતાના જીવનની કેટલીક પ્રભુકૃપાના ચમત્કારથી પૂર્ણ ઘટનાઓ 'હારમાળા'માં આલેખી છે; તેમાં તેની પુત્રી કુંવરબાઈના મામેરાનો પ્રસગ પણ છે. પ્રેમાનંદે પોતાની રચના માટે આ કૃતિ ઉપર સૌથી વધુ આધાર રાખ્યો હોય તે સ્વાભાવિક છે. આમ છતા, પ્રેમાનંદ કૃતિને પોતાની પ્રતિભાની છાપ આપવા માટે કેટલાક ફેરફારો પણ કરે છે. કેટલાક વિદ્વાનો માને છે કે 'હારમાળા'નાં પદો વિશ્વનાથ જાની અને પ્રેમાનંદની કલમના સંસ્કાર પામ્યાં છે. 'ઉઘડકી ઊડિયો વેગે વૈકુંઠપતિ' એ પદ પ્રેમાનંદકૃત 'મામેરું'માં છે અને વિશ્વનાથ જાની રચિત 'મોસાળાચરિત્ર'માં છે તેમ નરસિંહની 'હારમાળા'માં પણ છે. પ્રેમાનંદે 'હારમાળા'ની પાંચેય કડીઓ પોતાની કૃતિમાં ગોઠવી દીધી છે. પ્રેમાનંદ જ્યારે પુરોગામીઓની રચનામાથી કંઈક લે છે ત્યારે તે સીધી કડીઓની કડી લેતા નથી; તે વિચાર લે છે, ઘટના લે છે પણ તેને પોતાની ભાષામાં મૂકવાનું ચૂકતો નથી, જ્યારે અહીં તો એ લગભગ અક્ષરશઃ પાંચ કડીઓ અવતારે છે એ નોંધપાત્ર છે. ફક્ત શરૂઆતનો ચરણાર્ધ પલટાવી, એણે નાટ્યાત્મક ચમત્કૃતિ આણી છે, એ એની કલમનો લસરકો માત્ર પણ કેવી કલાત્મકતા લાવી શકે છે

---

૨. હાસ્ય વિનોદ કરે મનગમતા, લજ્જા ન આણે મારી ' (કડવું ૧૩)

૩. સં શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા.

એનુ ઉદાહરણ છે. કેટલાક વિદ્વાનો માને છે કે મૂળ પ્રેમાનંદનુ આ પદ હારમાળામા સંચાર પામ્યું હશે અથવા વિશ્વનાથ જાનીએ એ પદ રચ્યું હશે અને હારમાળામા તે ક્ષેપક તરીકે આવી ગયુ હશે, જ્યાથી પ્રેમાનંદે લીધુ હશે. 'હારમાળા' સાથે પ્રેમાનંદની કૃતિનુ સામ્ય દર્શાવતાં અનેક ઉદાહરણો મળે છે 'હારમાળા'માં ખોખ્યો પગી સીમતની કંકોત્રી મહેતાને પહોચાડવા જવાની દક્ષિણા માટે શ્રીરંગ મહેતા સાથે રકઝક કરે છે તે ઘટના ગાલન અને સુદેવ જેવા પ્રાકૃત બ્રાહ્મણો ચીતરનાર પ્રેમાનંદે કેમ ન લીધી એ આશ્ચર્યજનક છે. 'હારમાળા'નો ખોખનો પગી જૂનાગઢ માટે પ્રસ્થાન કરતા પહેલા જાતે જ કુવરબાઈને મળે છે, જ્યારે પ્રેમાનંદની કુ ... સાસુથી દમાયલી અને બીતી કુવરબાઈ છાની રીતે પત્રને ખોટાની મોસાળુ કરવા માટે પિતાને સંદેશો મોકલાવે છે, એ નિરૂપણ વધુ સ્વાભાવિક છે.

'હારમાળા'મા તો શ્રીરંગ મહેતા નરસિંહને મોસાળુ કરવા માટે હજારેકની રકમ ઉછીની આપવા તૈયાર થાય છે પણ દીકરીના ઘરનુ લેનાર કુંભીપાક નર્કમા પડે એમ માનતો નરસિંહ ના પાડે છે પ્રેમાનંદ આ વાતનો નિર્દેશ પણ કરતો નથી, એ તો એમ નિરૂપે છે કે મામેરુ પૂરવા માટે પ્રભુને પ્રાર્થના કરતો નરસિંહ પ્રભુને ઠપકો આપે છે કે શું તે વૃંદાવનમા સૂતા છે અને રાધાજી તેમના ચરણ ચાપે છે? શુ તેને કોઈ ઉત્તમ નારી મળી છે કે જેથી તે ભક્તને વીસરી ગયા છે? આવો મિત્રતાપૂર્ણ નિકટતાનો ભાવ તેણે 'હારમાળા'માથી લીધો છે, જેમા નરસિંહ કહે છે: 'કંથ કમળા ઘેર શું સૂતો? ' છાબમાં મૂકવા માટે પાષાણ લાવવાનુ સૂચન 'હારમાળા'મા વડસાસુનું છે, જ્યારે પ્રેમાનંદ આ સૂચન વાંકામોલી નણંદ પાસે કરાવડાવે છે.

પ્રેમાનંદ પહેલાં નરસિંહ સિવાય બે કવિઓએ 'મામેરુ'ના વિષયનું નિરૂપણ કર્યું છે ખંભાતના કવિ વિષ્ણુદાસે નરસિંહ મહેતા વિશે ચરિતાત્મક રચનાઓ કરી છે, તેમા 'મોસાળુ' અને 'હૂંડી' પણ છે

પ્રેમાનંદે તેની રચના જોઈ હશે પરંતુ તેની રચના ઉપર વિશ્વનાથ જાનીના 'મોસાળચરિત્ર'ની અસર એથી વિશેષ છે આ કૃતિ પ્રેમાનંદની કૃતિ કરતા ૩૧ વર્ષ વહેલી રચાઈ છે અને પ્રેમાનંદે વિશ્વનાથ જાનીની કૃતિની લગભગ બધી જ ઘટના લીધી છે. ક્યારેક બન્નેની પંક્તિઓ વચ્ચે પણ આશ્ચર્યજનક સામ્ય લાગે છે. 'ભનુ થયુ ભાગી જંજાળ' એવા નરસિંહના મુખમા પ્રેમાનંદે મૂકેલા શબ્દો, નરસિંહની હારમાળાની રચનામા ક્યા યે આવતા નથી[1] પરંતુ વિશ્વનાથ જાનીની કૃતિમાથી આ ઉદ્ગાર વિરોનો નિર્દેશ પ્રેમાનંદે મેળવ્યો લાગે છે[2]

નરસિંહની વહેલનુ પ્રેમાનંદે કરેલુ વર્ણન કહેવતરૂપ બની ગયું છે પરંતુ તે માટે તે વિશ્વનાથનો ઋણી છે,[3] છતા વિશ્વનાથ કરતા પ્રેમાનંદના વર્ણનમા સ્વભાવોક્તિની ચમત્કૃતિ સવિશેષ છે, તેનુ વર્ણન વિશ્વનાથના વર્ણન કરતા વધુ હાસ્યોત્પાદક છે, તો બીજી તરફ નરસિંહને જોવા મળેલા લોકોમા વિશ્વનાથ એકઠી થયેલી સ્ત્રીઓનુ એમની અન્યોઅન્યની

---

૧ અવધ જેની થઈ તેહ જાયે સહી, લેશ નહિ શોક કરતુ મન :
(નરસિંહ હારમાળા)

૨ મહેતાજી કહે ટળ્યો જંજાળ, પુત્રી સમરો શ્રી ગોપાળ
(મોસાળાચરિત્ર વિશ્વનાથ જાની)

૩. **વિશ્વનાથે કરેલું વર્ણન :**

એક રથ મનોહર માગી આણ્યો, સઘળા સઘળે અંગ,
એક વૃદ્ધ બળદ ને આખલો, જોતર્યાં જોડી પ્રસંગ
સહસ્ર કટકે વળી સાગી, શોભાનો નહિ પાર,
ખટખટ ગચુ ચાલતા, બહુ શબ્દ થાયે સાર.
હાન્તા બેસે બળદીઓ, આખલો તાણી જાય,
નાચે ઝાલ્યા નવ રહે, નકોનતર બહુ થાય
ચઢે બેસે ને ઉતરે, તાણે ઝાલી નાથ;
જે કૃષ્ણ વાણી ઓચરે, એમ પહોંચ્યો સઘળો સાથ.

**પ્રેમાનંદે કરેલું વર્ણન :**

જૂની વહેલને ધૂમરી વાંકી, સાઠી પૈડામાં ફાંગી છે,

મજાકનું જે વર્ણન આપે છે તે પ્રેમાનંદ આપતો નથી, તો બીજી તરફ મામેરું જોવા આવેલ સ્ત્રીવર્ગનું વર્ણન, વધુ તાદશ વર્ણન[1] પ્રેમાનંદ વિશ્વનાથ જાનીના વર્ણન[2] ઉપરથી બહેલાવે છે વિશ્વનાથની કેટલીક પંક્તિઓ સાથે શબ્દનુ સામ્ય છતા પ્રેમાનંદનુ વર્ણન વધુ તાદશ, પ્રાસાદિક અને ગેયક છે

વિશ્વનાથે નરસિંહના ઉતારા વિગે એક જ પંક્તિમા વર્ણન કર્યું છે કે 'પડ્યુ છાપરુ છાણનુ, ઉતાર્યા અભિરામ'. પરંતુ પ્રેમાનંદે કર્યુ

---

કોના તળાવા ને કોણી પીંજણીઓ, બગદ આવ્યા બે માની જી

... ..

બળ હીણ બળદો શુ હીંડે, ઠેલે વૈષ્ણવ સાથ જી,
સોર પડે ને ઢાળ ચડાવે 'જય જય વૈકુંઠ નાથ જી
એક બળદ ગળિયો થઈ બેસે, આખલો તાણી જાય જી,
પડયાને પુછ ગ્રહી હકારે, કૌતુક કોટી થાય જી
સાલેસાલ જૂજવા દીસે, વહેલ થાય વક્ર જી,
સાગીનો બહુ શબ્દ જ ઊઠે, સૂચને છે બહુ ચક્ર જી,
ચડે બેસે ને વળી ઊતરે લે શ્રીકૃષ્ણનુ નામ જી

૧ કારજ મૂકી કામિની, હસવા તે લાગી નાર,
શાખણી સાહમો ઉભો માટી, શીશ અંબર ઓઢ
કુંઅર કેડે શું ચઢાવ્યો, તરુણી પહેરો અયોગ્ય,
મેયં અહીંથી રહે અળગી થપાનો મહારો પાગ
ઉરજ મહારે અંગ ખૂચે, જોવાનો નહિ લાગ (મોસાળા ચરિત્ર

૨ વિશ્વનાથે કરેલું વર્ણન .
કો ફરી વેણીએ રે દોડે, પે પીતા પુત્ર ત્રછોડે,
કો કરે ગ્રથી ગુંથતી વેણી, ઉપમા અદ્દ્ભુત મૃગનેણી
કોરોને ચાલતા ચુડી ખળકે, ઝીણા ઝાંઝરીઆ બાજે,
સુણી સુતો રતિપતિ જાગે, જય કૃષ્ણ કહી કર જોડે (મોસાળા ચરિત્ર

વિશ્વનાથના વર્ણનને મળતી આવતી પ્રેમાનંદની પંક્તિઓ :

જડાવ ચૂડલો હાથ કંકણ ખળકે છે,
કોઈ ફરે અંબોડે નાર, વેણી લાંબી છે

ર્ણન' તેની હાસ્ય—નિષ્પાદક વસ્તુલક્ષી વર્ણનકલાનો સારો નમૂનો
છાબમાં કાગળ મૂકી નરસિંહ ભગવાનની સ્તુતિ કરે છે તે વિશ્વનાથ
ને પ્રેમાનંદમાં લગભગ સરખી છે. પરંતુ પ્રેમાનંદ નરસિંહના પોતાના
સ્નમાં આગળ પ્રભુએ જે જે સહાય કરી હતી તેનું વર્ણન પણ
ારામાં આપે છે અને છેલ્લે મીઠી ધમકી પણ નરસિંહ પાસેથી
ચારાવે કે 'નાગર સાથે કામ કરે છે, સમજી લેજો વાત રે'.

દામોદર દોશીનું પ્રેમાનંદે કરેલું વર્ણન વિશ્વનાથે કરેલા વર્ણનથી
| તાદશતા ધરાવે છે. નાગરો વિશે કટાક્ષ કરવાની એક પણ તક
ચૂકતો પ્રેમાનંદ કમળા શેઠાણીના રૂપથી નાગરણોનું રૂપનું અભિમાન
ર્યાની વાત કરે છે. આખા ગામને પહેરામણી અપાઈ એ વાત તો
ાનંદની જેમ વિશ્વનાથમાં પણ છે પરંતુ પ્રેમાનંદ આવા સામાજિક
નગોએ જે વાંધાવચકા પડે છે એનું નિરૂપણ ઉમેરી જનસ્વભાવના
તાના અભ્યાસનો અને એના નિરૂપણ દ્વારા પોતાની પ્રતિભાના
લિક અંશનો પરિચય આપી જાય છે. આમ 'મામેરું'માં પ્રેમાનંદે
શ્વનાથના 'મોસાળા–ચરિત્ર'નો ઘણો આધાર લીધો છે. શબ્દો અને
ક્તિઓનું સામ્ય પણ ઘણું છે. કેટલાક વર્ણનો સમાન રૂપનાં છે;
રાણિક કથાઓમાં જે રસસ્થાનો અણવિકસ્યાં હોય તે પ્રેમાનંદે
કસાવ્યાં છે. જ્યારે આ કથાનકમાં રસસ્થાનો એની પ્રતિભા મુજબ
શ્વનાથે શોધી કાઢ્યાં હતાં, પ્રેમાનંદે તેને પોતાના કલાસ્પર્શથી વધુ
વંતપણું આપ્યું છે......."*

---

. ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાચડ મચ્છર વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ;
કેહણું છાજ ને જૂની વળી, ભીંતો દોદરા ભેવડ વળી,
ઝાઝા માંકણ ઝાઝા જૂઆ ત્યાં મહેતાના ઉતારા હુઆ.

(કડવું ૫)

ડૉ. ઈશ્વરલાલ ર. દવે

●

## રસનિષ્પત્તિ અને રસસંક્રમણ

પ્રેમાનંદ રસનો સ્વામી છે, સ-રસનાનો કવિ છે. રસની બાબતમાં કોઈપણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી એવું નવલરામનું વિધાન ભારોભાર તથ્ય ધરાવે છે. રસનો અસ્ખલિત સ્રોત અને તેનું વૈવિધ્ય જેટલાં પ્રેમાનંદમાં છે તેટલાં કોઈ મધ્યકાલીન કવિમાં નથી. એનાં આખ્યાનો સાંભળતાં કે વાંચતાં એક પ્રકારની રસ-સમાધિમાં ઊતરી જઈએ છીએ. પ્રેમાનંદને સંસ્કૃત સાહિત્યનો કંઈક અભ્યાસ હતો ખરો પરંતુ તેણે કાવ્યશાસ્ત્ર અને રસમીમાંસાનો અભ્યાસ કર્યો હશે કે કેમ તે શંકાસ્પદ છે. રસ વિશેની ભરત મુનિની વ્યાખ્યા કે અભિનવગુપ્તાદિની રસવિષયક ચર્ચાનું તેણે પરિશીલન નહિ કર્યું હોય આ પ્રકારનું રસનિરૂપણ રસમીમાંસાના શાસ્ત્રીય જ્ઞાન વિના ન જ થઈ શકે એવું નથી, તેમ જેને રસમીમાંસાનું શાસ્ત્રીય જ્ઞાન હોય તે ઉચ્ચ કોટિનું રસનિરૂપણ કરી શકે એવું યે નથી. સંસ્કૃત સાહિત્યનો સામાન્ય પરિચય, પુરોગામી કવિઓના આછા રસનિરૂપણનું અવલોકન અને સ્વકીય વિચક્ષણ પ્રતિભાનો સમન્વય પ્રેમાનંદમાં થયો છે.

આખ્યાન સાહિત્યપ્રકાર માટે રસ અનિવાર્ય અંગ છે. આખ્યાનનું વસ્તુ પૂર્વજ્ઞાત હોઈ, શ્રોતાઓને માટે ઘણું જાણીતું હોય છે. જો વિશિષ્ટ રસકલાથી તેને રસવામાં ન આવે તો ભાવક વર્ગ માટે તે આસ્વાદ્ય બનતું નથી. એથી પ્રેમાનંદ સભાનપણે રસનિરૂપણ કરે છે. છતાં તેમાં સ્વાભાવિકતાની ઊણપ વરતાતી નથી તેનાં આખ્યાનો સૌથી વિશેષ હૃદ્ય અને આસ્વાદ્ય બન્યાં તેની પાછળ તેની રસનિષ્પત્તિ અને રસસંક્રમણની કલાનો ફાળો વિશેષ છે. એક કરતાં વધુ રસ વહેવડાવી બહેલાવી, ભાવકોને તેમા પરિપ્લાવિત કરી દેવાની સૂઝ અને શક્તિ તેની પાસે છે. ભરતે નવ રસ ગણાવ્યા પછી ભક્તિ અને વાત્સલ્યને પણ રસ તરીકે ભરતના કેટલાક અનુગામીઓ ઉલ્લેખનીય ગણે છે.

[પ્રે]માનંદ બહુ જ સાહજિકતાથી આ સાતે રસ નિષ્પન્ન કરે છે. એનું [ર]સનિરૂપણુ વિદગ્ધ જનને તેમ પ્રાકૃતજનને એક સરખો આનંદ આપે [છે]. આખ્યાનોમાં એક અથવા બે રસ પ્રધાન સ્થાને હોય છે અને અન્ય [ર]સ ઉપકારક બની, કાર્યસાધક નીવડના હોય છે. 'નળાખ્યાન'માં કરુણ [અ]ને શૃંગાર મુખ્ય રસ છે તો હાસ્ય, અદ્દભુત આદિ રસ ગૌણ છતાં [ઉ]પકારક બનતા હોય છે. ' રણયજ્ઞ 'માં પ્રધાન રસવીર અને કરુણ છે તો [અ]દ્દભુત અને બીભત્સ રસો સહાયક બનીને આવે છે. ' કુંવરબાઈનું [મ]ામેરુ 'માં મુખ્ય સ્થાને ભક્તિ અને હાસ્ય છે જ્યારે કરુણ અને [અ]દ્દભુત પોષક રસ છે 'અભિમન્યુ આખ્યાન'માં પ્રધાન સ્થાને રહેલા [વી]રરસને શૃંગાર, કરુણ જેવા પૂરક રસ વધારે સ્વાદુ બનાવે છે. [']ઓખાહરણ'માં શૃંગાર પ્રધાન છે અને વીર જેવા ગૌણ રસ તેને વધુ [રો]ચક બનાવે છે. 'સુદામાચરિત'માં ભક્તિ, હાસ્ય, કરુણ, શાંત અને [અ]દ્દભુતનો લીલા વિસ્તાર છે. 'દશમ સ્કંધ'માં કરુણ, વાત્સલ્ય, શૃંગાર, [હ]ાસ્ય અને ભક્તિ રસની છોળ ઊડે છે. એકે રસ એવો નથી, જે પ્રેમાનંદના આલેખનમાંથી છટકી શક્યો હોય. પ્રા. શ્રી અનંતરાય રાવળ [ય]થાર્થ અવલોકે છે તેમ પ્રેમાનંદે લોકહૃદયને આકર્ષ્યું, પોતાની કથનકલાથી, [પ]ાત્રાલેખનથી અને પુરાણકથાના ગુજરાતીકરણથી, પણ તેને વશ તો [ક]ર્યું છે પોતાની રસપ્રભુતાથી.

[૧]. કરુણ :

પ્રેમાનંદ બધા ય રસના નિરૂપણમાં એકસરખો કુશળ છે. એના [કો]ઈ આખ્યાનમાં કરુણ રસ પ્રધાન છે તો કોઈ આખ્યાનમાં શૃંગાર [કે] વીર રસ; છતાં કરુણ રસના નિરૂપણમાં તો તે સવિશેષ રુચિ ધરાવતો જણાય છે. એને માટે એમ કહેવાય છે કે તે ધારે ત્યારે રડાવે અને [ધ]ારે ત્યારે હસાવે. મધ્યકાલીન સાહિત્યમાં હાસ્યનું નિરૂપણ બહુ વિરલ [હ]તું એથી પ્રેમાનંદ હાસ્ય માટે યોગ્ય રીતે યશસ્વી બન્યો છે; છતાં કરુણ રસના નિરૂપણમાં પણ એની સિદ્ધિ અનન્ય છે.

## ૫

## રસનિષ્પત્તિ અને રસસંક્રમણ

પ્રેમાનંદ રસનો સ્વામી છે, સ-રસનાનો કવિ છે. રસની બાબતમાં કોઈપણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી એવું નવલરામનું વિધાન ભાગેભાર તથ્ય ધરાવે છે. રસનો અસ્ખલિત સ્રોત અને તેનુ વૈવિધ્ય જેટલા પ્રેમાનંદમા છે તેટલાં કોઈ મધ્યકાલીન કવિમાં નથી. એના આખ્યાનો સાંભળતા કે વાચતા એક પ્રકારની રસ-સમાધિમાં ઊતરી જઈએ છીએ. પ્રેમાનંદને સંસ્કૃત સાહિત્યનો કંઈક અભ્યાસ હતો ખરો પરંતુ તેણે કાવ્યશાસ્ત્ર અને રસમીમાસાનો અભ્યાસ કર્યો હશે કે કેમ તે શંકાસ્પદ છે. રસ વિષેની ભરત મુનિની વ્યાખ્યા કે અભિનવગુપ્તાદિની રસવિષયક ચર્ચાનુ તેણે પરિશીલન નહિ કર્યું હોય આ પ્રકારનુ રસનિરૂપણ રસમીમાસાના શાસ્ત્રીય જ્ઞાન વિના ન જ થઈ શકે એવુ નથી, તેમ જેને રસમીમાંસાનુ શાસ્ત્રીય જ્ઞાન હોય તે ઉચ્ચ કોટિનું રસનિરૂપણ કરી શકે એવુંયે નથી સંસ્કૃત સાહિત્યનો સામાન્ય પરિચય, પુરોગામી કવિઓના આવા રસનિરૂપણનુ અવલોકન અને સ્વકીય વિચક્ષણ પ્રતિભાનો સમન્વય પ્રેમાનંદમાં થયો છે.

આખ્યાન સાહિત્યપ્રકાર માટે રસ અનિવાર્ય અંગ છે. આખ્યાનનુ વસ્તુ પૂર્વપ્રતોક્ત હોઈ, શ્રોતાઓને માટે ઘણું જાણીતુ હોય છે. જો વિશિષ્ટ રસકનાથી તેને રસવામા ન આવે તો ભાવક વર્ગ માટે તે આસ્વાદ્ય બનતુ નથી એથી પ્રેમાનંદ સભાનપણે રસનિરૂપણ કરે છે. છતા તેમા સ્વાભાવિકતાની ઊણપ વરતાની નથી તેનાં આખ્યાનો સૌથી વિશેષ હૃદ્ય અને આસ્વાદ્ય બન્યા તેની પાછળ તેની રસનિષ્પત્તિ અને રસસંક્રમણની કલાનો ફાળો વિશેષ છે. એક કરતાં વધુ રસ વહેવડાવી બહેલાવી, ભાવકોને તેમા પરિપ્લાવિત કરી દેવાની સૂઝ અને શક્તિ તેની પાસે છે ભરતે નવ રસ ગણાવ્યા પછી ભક્તિ અને વાત્સલ્યને પણ રસ તરીકે ભરતના કેટલાક અનુગામીઓ ઉલ્લેખનીય ગણે છે

પ્રેમાનંદ બહુ જ સાહજિકતાથી આ સાતે રસ નિષ્પન્ન કરે છે. એનું રસનિરૂપણ વિદગ્ધ જનને તેમ પ્રાકૃતજનને એક સરખો આનંદ આપે છે. આખ્યાનોમાં એક અથવા બે રસ પ્રધાન સ્થાને હોય છે અને અન્ય રસ ઉપકારક બની, કાર્યસાધક નીવડના હોય છે. 'નળાખ્યાન'માં કરુણ અને શૃંગાર મુખ્ય રસ છે તો હાસ્ય, અદ્‌ભુત આદિ રસ ગૌણ છતાં ઉપકારક બનતા હોય છે ' રણયજ્ઞ 'માં પ્રધાન રસવીર અને કરુણ છે તો અદ્‌ભુત અને બીભત્સ રસો સહાયક બનીને આવે છે. ' કુંવરબાઈનું મામેરુ 'માં મુખ્ય સ્થાને ભક્તિ અને હાસ્ય છે જ્યારે કરુણ અને અદ્‌ભુત પોષક રસ છે 'અભિમન્યુ આખ્યાન'માં પ્રધાન સ્થાને રહેલા વીરરસને શૃંગાર, કરુણ જેવા પૂરક રસ વધારે સ્વાદુ બનાવે છે. 'ઓખાહરણ'માં શૃંગાર પ્રધાન છે અને વીર જેવા ગૌણ રસ તેને વધુ રોચક બનાવે છે. 'સુદામાચરિત'માં ભક્તિ, હાસ્ય, કરુણ, શાન્ત અને અદ્‌ભુતનો લીલા વિસ્તાર છે. 'દશમ સ્કંધ'મા કરુણ, વાત્સલ્ય, શૃંગાર, હાસ્ય અને ભક્તિ રસની છોળ ઊડે છે. એકે રસ એવો નથી, જે પ્રેમાનંદના આલેખનમાંથી છટકી શક્યો હોય. પ્રા. શ્રી અનંતરાય રાવળ અવલોકે છે તેમ પ્રેમાનંદે લોકહૃદયને આકર્ષ્યું. પોતાની કથનકલાથી, પાત્રાલેખનથી અને પુરાણકથાના ગુજરાતીકરણથી, પણ તેને વશ તો કર્યું છે પોતાની રસપ્રભુતાથી.

૧. કરુણ :

પ્રેમાનંદ બધા ય રસના નિરૂપણમાં એકસરખો કુશળ છે. એના કોઈ આખ્યાનમાં કરુણ રસ પ્રધાન છે તો કોઈ આખ્યાનમાં શૃંગાર કે વીર રસ; છતાં કરુણ રસના નિરૂપણમાં તો તે સવિશેષ રુચિ ધરાવતો જણાય છે. એને માટે એમ કહેવાય છે કે તે ધારે ત્યારે રડાવે અને ધારે ત્યારે હસાવે. મધ્યકાલીન સાહિત્યમાં હાસ્યનું નિરૂપણ બહુ વિરલ હતું એથી પ્રેમાનંદ હાસ્ય માટે યોગ્ય રીતે યશસ્વી બન્યો છે; છતાં કરુણ રસના નિરૂપણમાં પણ એની સિદ્ધિ અનન્ય છે.

શ્રી કે કા શાસ્ત્રી માને છે કે નળાખ્યાન શૃંગાર રસનું કા
છે કાવ્યના મુખ્ય રસનો નિર્ણય કરતાં તેના કથયિતવ્ય આદિ
વિચાર પણ આવશ્યક છે 'નળાખ્યાન'ના આરંભે 'પ્રથમ શ્રવણે' એ
બીજાના પ્રેમમાં પડતાં બે પાત્રો, એમનો વિયોગ અને અંતે એમ
મિલન એટલા ઉપરથી નળાખ્યાન શૃંગાર રસનું કાવ્ય ઠરતું નથ
શૃંગારની ભૂમિકાવાળા કરુણને વિપ્રલંભ શૃંગાર તરીકે શૃંગારના
એક પ્રકાર તરીકે ઓળખવામાં આવે છે પરંતુ પ્રસ્તુત કાવ્યનો મો
ભાગ વિપ્રલંભ શૃંગાર કરતાં કંઈક વિશેષ છે નેત્રોન્યમોહન એ
દમયંતીનું વર્ણન નારદને મોંએ સાંભળી નળ તેનો વિરહ અનુભ
અંગે અંગ અનંગ વ્યાપી જાય, 'ગને રભણુ ચુબન' કરે વગેરે
વિપ્રલંભ શૃંગારનું નિરૂપણ છે તે જ રીતે હંસમુખે નળનું વર્ણ
સાંભળી દમયંતી પણ એવી જ વિરહવ્યથા અનુભવે એ પણ વિપ્રલં
શૃંગાર છે પરંતુ દ્યૂતમાં હારી જતાં નળ-દમયંતી વનમાં જાય પો
માની લીધેલા ગુનાસર નળ-દમયંતીનો ત્યાગ કરે અને વિક્રમોર્વશીય'
પુરુરવાની જેમ વનનાં સાવજને ઊંચાં વૃક્ષને નળની ભાળ પૂછ
'વૈદર્ભી વનમાં વલવલે એમાં વિપ્રલંભની છાયા માત્ર છે અ
વૈદર્ભીને કેવળ પતિવિરહનું દુઃખ નથી અજગરનો ભોગ બનત
પારધીનો શિકાર બનીને ઝાડ છૂટતી વણઝારાઓ દ્વારા શાપિ
ગણાઈને ગડદાપાટું ખાતી માસીને ત્યાં ચાકરી કરતા ચોરીનું
વહોરતી દમયંતી કરુણનું આલંબન છે

સમગ્ર કૃતિમાં પ્રેમાનંદ એક જ વાત પર ભાર મૂકતો જણાય
કે નળ અને દમયંતીને જે સહન કરવું પડ્યું તે તેમના પોતાના દો
દોષને લીધે નહિ પણ કર્મના દોષને કારણે શ્રી અનંતરાય રાવ
અવલોક્યું છે તેમ નિર્દોષને વેઠવું પડે છે એ સંસારની એક મો
કરુણતા છે અને નિર્દોષને વેઠવું પડતું દુઃખ કરુણરસનો એક મો
વિભાવ છે' નળ દ્યૂત રમે છે પણ તે તેનામાં થયેલા કલિના સંચાર
દ્વારા નળે દમયંતીનો ત્યાગ કર્યો તેણે મત્સ્ય ખાધાં એવા વહે

માત્રથી 'શાકુંતલ'માં જેમ દુષ્યંતને થયેલું વિસ્મરણ કરુણનું કારણ બને છે તેમ દમયંતીને મળેલ અમૃતસ્રાવિયા કરના વરદાનનું નળને થયેલું વિસ્મરણ કરુણનું કારણ બને છે. આમ નળાખ્યાનનો મુખ્ય રસ કરુણ છે.

'નળાખ્યાન'માં કરુણનું સૌથી વેધક નિરૂપણ તો વનમાં જતાં પહેલાં દમયંતી પોતાનાં બાળકોને મોસાળ મોકલતાં જે વિલાપ કરે છે તે છે:

મોસાળ પધારો રે, મોસાળ પધારો રે,
બાપુઆં, મોસાળ પધારો રે
લાડવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજો રે, સહેજો મામા મામીની ગાળ.
થયાં માત વિહોણાં રે, થયાં માત વિહોણાં રે;
માત વિહોણાં દયામણાં રે, નહીં કો રૂડો સાથ;
રૂએ રાણી હૈયે ફાટતે, કોણ માથે ફેરવશે હાથ?
મંદિરના ગુરુજી હો, મંદિરના ગુરુજી,
જઈ કહેજો માહારી માતને, છોરુની પેરે કરજો જતન.
(કડવું ૩૦)

'દશમસ્કંધ'માં કરુણની છાયા એક કરતાં વધુ વાર અનુભવાય છે ભાગવતમાં કંસ દેવકીને મારવા તૈયાર થાય ત્યારે વસુદેવ તેને સમજાવવાનો પ્રયાસ કરે છે, પરંતુ શું દેવકી તે સમયે ચૂપચાપ જ ઊભી હશે? પ્રેમાનંદ આ સમયે દેવકીનું દારુણ રુદન ઉમેરે છે:

કોણ મુકાવે હો, નહીં પિતા માવડી,
ભાઈ તેં ઉછેરી હો, નમાઈ હું રાંકડી;
કેમ સહું રાતી હો, વીરાજીની આંખડી.
શિર મહારું દુખે હો, તાણો મા ચોટલો;
દેખે અંગ લોકડા હો, ખસી મહારી ચુંદડી.
વેણી વિખાણી હો, કાકીએ સેંસ ભરી;
ભલું થાઓ દેવનું હો, વાણી એવી ઓચરી.

જે પરણાવે હો, તે વધ કેમ કરે,
મીંઢળ નથી છૂટ્યાં હો, ના ગઈ સાસરે
તબોળ પરણ્યાનો હો, સુકો નથી સાવનીયે,
મા મારો, છઉં કોડ ભરી હો, લાગુ તહારે પાવનીયે,

આમ, દેવકીનો વિલાપ સાંભળતા સમગ્ર વાતાવરણમાં જે આક્રંદ વ્યાપી જાય છે તેનું નિરૂપણ કરતાં કવિ કહે છે

દેવકી ગેતા હો, રઈ પ્રગ્ન ગામની
રોયાં વૃદ્ધ જોબન હો, રુએ બાળક બાકુવાં,
રોયા હય હસ્તી હો ગેયા નગ્ર ઝાકુવાં
રોયા ગગને દેવના હો, રોયા વસુદેવ પતિ,
પશુ નિરખે કંસને હો દયા નથી આવતી

અને એ સાથે પ્રેમાનંદના ભાવકવર્ગની આંખ પણ ભીની થયા વિના રહેતી નથી.

તે જ રીતે, પહેલો પુત્ર સોંપી દેતા અને કૃષ્ણનો જન્મ થતા તેને ગોકુળમાં મૂકી આવવા વસુદેવને આપવાની આનાકાની કરતા દેવકીનો વિલાપ પણ કરુણનું સરસ ઉદાહરણ છે તે જ રીતે કૃષ્ણ વસુદેવના હાથમાં ગોકુળમાં મૂકી આવવા સોંપતી દેવકીનો વિલાપ પણ અત્યંત કરુણ છે, અને તે 'નગાખ્યાન'ના 'મોસાળ પધારો' બાકુઆ મેસાળ પધારો રે' એ પદ સાથે સામ્ય ધરાવે છે

ગોકુળ પધારો હો બાળક બાકુવા
વન ત્વડજો હો, પગે નહી ખાસડી,
આતા ઉછરજો હો, પી પી છાસડી

'દશમસ્કંધ'માં કરુણના નિરૂપણનું સૌથી ઉત્કૃષ્ટ ઉદાહરણ ' મા મારો કુ રીસાવ્યુ રે' છે કૃષ્ણ ગેડી કાઢવાને નિમિત્તે કાળી નાગ યમુનાના ધરામાં ઝંપલાવે ત્યારે પુત્રના આગળના પરાક્રમો છતાં જશોદા માતૃહૃદય ચિત્કાર કરી ઊઠે છે, એમાંથી આ વાત્સલ્યમૂલક કરુણ જન્મે છે

મારું માણકડું રીસાવ્યું રે શામળિયા,
તાહારા મનમાં એ શું આવ્યું રે...
હું અપરાધણ માતાને મૂકી, શા માટે ઝંપલાવ્યું રે!

સંતાન, રુપીયું મોટું ધન તે, કરમે લીધું લૂંટી;
મેં નવ જાણ્યું જતન કરીને, રતન પણું કેમ છૂટી રે.
કાને કુંડળ મુખમાં મોરલી, સાંજે ગોકુલ આવાં;
ભૂખ્યો છૌ કહી પેટ દેખાડો, મા કહી મુને બોલાવો રે;
પ્રીત પીછોડી કાછ કછે, મુજ કને નેતરું માગે:
હું ઘરડી માને થાકી જાણી, કોણ વલોવવા લાગે રે.

આમ, વિલાપ કરતી જશોદા કહે છે કે, તારા વિના ગાયો હિઝરાઈ ને મરશે, મોર, પોપટનાં રમકડાં હવે કોણ રમશે; પોતે પુત્રને ઉખળ સાથે બાંધ્યો હતો તે યાદ આવતાં તો શું તેટલાં માટે તેં 'જમુનામાં ઝંપલાવ્યું' હશે એવો પ્રશ્ન કરતી જશોદાને પણ જમુનામાં ઝંપલાવતી દર્શાવીને પ્રેમાનંદે કરુણની ચરમ કોટિ આણી દીધી છે.

'**કુંવરબાઈનું મામેરું**'માં કરુણનું આલંબન કુંવરબાઈ છે. નરસિંહ તો દરિદ્રતા પ્રત્યે સ્થિતપ્રજ્ઞ છે. કુંવરબાઈને પિતાની ઈશ્વર-ભક્તિમાં શ્રદ્ધા છે પરંતુ સાસુનણંદના મહેણાં વચ્ચે ક્યારેક એ શ્રદ્ધા ડગી જાય છે, અને તેમાંથી કરુણ નિષ્પન્ન થાય છે. એનો 'લઘુવેશ નાનો ભરથાર' કોઈ લેખામાં આવે એવો નથી. રંક બાપની દીકરીને દુર્બળ ગણી, સૌ સાસરિયાં મહેણાં અને કટાક્ષથી નવાજે છે, અને ત્યાં એને સીમંત આવે છે. અકિંચન અને સમાજવ્યવહાર પ્રત્યે ઉદાસીન પિતા કેવી રીતે મોસાળું કરશે એ વિચારે પ્રભુએ દેખાડેલો સારો દહાડો પણ એને અણગમતો થઈ પડ્યો છે: "સાધુ પિતાને દુઃખ દેવાને, સીમંત શાને આવ્યું?" નરસિંહ દીકરીનું મોસાળું કરવા 'ભગવાન ભરોસે' આવે છે અને કુંવરબાઈ મહેણાં મારતી નણંદને

"કાનો પિતા લખેશરી કહેરાવે, તે તો મારે શે ખપ આવે", એવો ઠંડો ચપકો દેતી પિતાને મળવા જાય છે પણ ઉતારે પહોંચી, મોસાળાની તૈયારી (?) જોઈને તેના પગ ઢીલા પડી જાય છે તે ધીરજ ગુમાવે છે અને 'સાધુ પિતા'ને ઠપકો પણ આપી બેસે છે "પિતાજી, કાંઈ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો" માતા હોત તો આજે આ અવસર તે સાચવી લેત એ વિચારે તે રોઈ પડે છે અને કરુણની ઉત્કટતા સધાય છે

હુ રે ન મૂઈ મરતે માત ?
માત વિના સૂનો સંસાર, નમાયાનો શો અવતાર
જે બાળકની માત ગઈ મરી, બાળની સગાઈ સાથે ઊતરી,
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાળનું હેત
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન,
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન
ઘડો ફૂટે રઝળે ઠીકરી, માત વિના એવી દીકરી,
ગોળ વિના મોળો કંસાર, માત વિના સૂનો સંસાર

આમ કહીને એ પિતાને પાછા જવાનું કહી દે છે પરંતુ પિત આ શબ્દો કહેતા કુંવરબાઈના હૃદયને કેટલો આઘાત લાગ્યો હશે છતાં આ શબ્દો અનિચ્છાએ નીકળી પડે છે એની પાછળ સામાજિ અને કૌટુંબિક રીતરિવાજોની કેટલી ગુંગળામણ તેને થતી હશે ર૦ ન્હાનાલાલે નોંધ્યુ છે "મધ્યાહ્નના તાપમાં વૃક્ષની શીતળ છ જેવી, ગવરાવતી કરુણરસની નહીં, પણ આંસુના એમદ બે [illegible] ટપકાવતી કરુણની છાયાની અનુપમ જમાવટ અહીં થાય છે પ્રેમાન 'મામેરુ' સાંભળીને ભરસભામાં અશ્રુ ટપકાવતા ભાવનગરના ર૦ દીવ વિઠ્ઠલભાઈને દીઠા છે"

ગુણાખ્યાનરિતનો કરુણ અન્ય આખ્યાનોના કરુણ કરતા ભિ વિભાવમાથી નિષ્પન્ન થાય છે અહીં કરુણનો ઉદ્દીપક વિભાવ સુદામા

તા અને એને કારણે ઘરમાં પ્રવર્તતું દુર્ભિક્ષ જેવું વાતાવરણ છે. બાળકોને બે ઉપવાસ થાય ત્યારે નિરૂપામ બનેલી સુદામાપત્ની કરતાં કરતાં ઘરની સ્થિતિ વર્ણવી, પ્રભુને જાચવા જવા વીનવે છે. માપત્નીએ કરેલું દરિદ્રતાનું વર્ણન હૃદયસ્પર્શી છે :

બાળક ભૂખ્યાં કરે રુદન, નગરમાં નથી મળતું અન્ન;
મળે કંદ, મૂળ કે ફળ, બે દિવસ થયાં લેઈ રહે જળ.
જ્યાં બાળક જુએ માનું મુખ, સ્ત્રી કહે સ્વામીને દુઃખ;
કહતાં લાગીશ અળખામણી, સ્વામી જુઓ આપણા ઘર ભણી.
તુપાત્ર નહિ કર સહાવા, સારૂં વસ્ત્ર નથી સમ ખાવા;
મ જળ વિણ વાડી ઝાડુવાં, તેમ અન્નવિણ બાળક બાડુઆં.
વે ટાઢ બાળકડાં રૂએ, ભસમમાંહીં પેસીને સૂએ;
તે ધીરજ કેઈ રીતે ધરું? છોકરાંનું દુઃખ દેખાને મરું.
ન્ન વિના બાળક મારે વાગલાં, તો ક્યાંથી ટોપી આંગલાં.
તો દરિદ્રસમુદ્રમાં બૂડી, એવા તણુમાં એક જ ચૂડી.
ભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ કિડિયાંહાર;
કે લલાટે દેવા કંકુ, અન્ન વિના રહ્યું શરીર મૂકું.

એક સ્ત્રીને માટે બાળકો ભૂખ્યાં રહે અને સૌભાગ્યનાં ચિહ્ન માટે મે ન મળે એવી સ્થિતિ કરતાં વધુ કરુણ દશા બીજી કઈ હોઈ શકે? એમાંથી જ પતિની તપશ્ચર્યા, ત્યાગ અને જ્ઞાન પરત્વે માન ની પત્નીના હૃદયમાંથી પતિનો જ્ઞાનોપદેશ છતાં રુદનનું આ સંભળાય છે :

એ તો જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજી રે;
રૂએ બાળક લાવો અન્ન, લાગું પાયજી રે

જો પ્રેમાનંદનો ભાવકવર્ગ આ રુદનથી દ્રવિત થઈ જાય તો માનું હૃદય પીગળે એમાં શું આશ્ચર્ય? અને સુદામો મિત્રને જાચવા તૈયાર થાય છે ત્યારે પ્રેમાનંદ પેલાં ગરીબડાં પાસે કહેવડાવે છે :

"પિતાજી એવું લાવજો, જેમ જાય આપણી ભૂખ." એમ કઃ
કરુણના ઉત્કટ ઉદ્રેકની માત્રાને એકદમ વધારી દે છે.

શૃંગાર :

કરુણ રસના આલેખનમાં જેમ પ્રેમાનંદનો ઉન્મેષ વરતાય
તેમ શૃંગારના આલેખનમાં પણ અનુભવાય છે. ભરત મુનિએ રસ
ગણનામાં સૌ પહેલી ગણના શૃંગારની કરી એમાં શૃંગારને પ્ર
સ્થાને સ્થાપવાનો તેનો હેતુ ન હોય તો પણ માનવની પ્રિયજન મ
સંતૃપ્ત કે અતૃપ્ત આકાંક્ષાની સાથે સંકળાયેલો આ રસ અન્ય
રસ કરતા વધુ આલેખાયો છે. મધ્યકાલીન સાહિત્ય ભક્તિ પરત્વે વિ
અભિમુખ છતાં શૃગારની સૂગ સેવતું ન હતું. શૃંગારથી રસેલું સાહિ
સર્જવામા રાસ અને ફાગુ કાવ્ય લખનારા જૈન અને જૈનેતર કવિ
પછીના સમયમા પ્રેમાનદ અનન્ય છે. સંયોગ અને વિપ્રલંભ
પ્રકારના શૃગારના આલેખનમાં એને એક સરખી ફાવટ છે. પ્રેમાનં
આખ્યાનોમાં 'ઓખાહરણ' પ્રધાનપણે શૃંગાર રસનું કાવ્ય
બાણાસુરે ઓખાને એકદંડિયા મહેલમાં રાખી પણ યૌવનને ઓખ
દેહમાં પાગરતાં તે કેમ અટકાવી શકે? ઓખા જ્ઞાતયૌવના બનત
પુરુષને ઝંખે છે. હજુ કોઈ ચોક્કસ પુરુષ તેના મનમા વસ્યો
યૌવનની માગની ઉત્કટતા વધતાં જે ભાવ જ્ઞાતયૌવના અનુભવે
પ્રિય વિરહનો વિપ્રલંભ શૃંગારનો એક વિભાવ માત્ર કહી શકાય.
માત્ર સહચારની, દાંપત્યની ઝંખના પણ પ્રેમાનંદ કેટલી ચોટદાર
વ્યક્ત કરી જાય છે તેનું ઉદાહરણ 'ઓખાહરણ'[1]ના પાંચમા કડ
મળે છે ઓખા પોતાની વેદના સખી ચિત્રલેખા સમક્ષ વ્યક્ત
કહે છે :

જમ પેં ભૂંકું જોબનીઉ રે, મદ પૂરણ મુજ કાય જી;
પિતા તો પ્રીછે નહિ રે બાઈ ! કુંવારો ભવ કેમ જાય જી.
સાસરે જાય ને આવે સખીઓ મુજ સમાણી જી,
હું અપરાધણ હવેં હણાઈ. આંખે ભરું નિત પાણી જી.

૧. 'ત્રણ ઓખાહરણ' સં. શ્રી ઉમાશંકર તા. પંડ્યા.

ખાવાપીવા ઉપરથી એની અભિરુચિ ઊઠી ગઈ છે, આવાસ તેને
જેવો લાગે છે. તેને ઝંખના છે કે તેને કોઈક ભરથાર હોય,
મદા સાથે આંખનો અણસાર કરી બોલાવે! તેનો પિયુ લચકતી
આવતો હોય અને તેને પ્રેમ કટાક્ષે બોલાવે! આઘો પાલવ
ી,મધુર લજ્જા અનુભવતી તે પ્રેમથી પિયુને જમાડે! એવો ભાવ
સવતી મુગ્ધાનો મનોભાવ પ્રેમાનંદ કવી સહજ કલાથી આલેખે છે!

ર્જાદા સહિત ભરથા બોલાવે, કરે આંખ તણો અણસારો જી;
ાં મુખ નયણે નવ નીરખ્યા, મારો વ્યર્થ ગયો જન્મારો જી.
ામી કેરો સગ નથી જે સ્ત્રીને, તેથી શુ હોય નરતું જી:
ી આશા શી પરણ્યા કેરી, મારું જોબનીઉ જાય ઝરતું જી
જી વાત મુજને નવ રૂચે, મારું મન ભરથારમાં મગ્ન જી;
હી કોઈ પુરુષ આવે તો સદ્ય પરણું, ના પૂછું જોશી લગ્ન જી.[૨]

ુ રસિક કહે તો કરૂણાવર, આવે લટકતી ચાલે જી;
ર કટાક્ષે પિયુને બોલાવું, હૃદયા ભીતર વહાલે જી.
કલડે મુખે, મધુર વચને, મરજાદા મન આણી જી;
ટ પાક પિયુને નવ પીરસ્યાં, આઘો પાલવ તાણી જી.
ા મુખ નયણે નવ નીરખ્યા, દાખવુ કર્મ કઠોર જી;
રો જન્મારો એળે ગયો, જેમ સકું વગડાનું બોર જી.
ી વિના જેવાં લોચનીઆં, દિપક વિના મંદિર જેવું જી;
ખ સખી, શિર કંથ વિના, મારૂં જોબનીઉં જાય તેવું જી.
ોર વનમા વેલ ફુલી, ન મળે ભમરો ભોગી જી;
ૃવેલી જોબનીઉ ફૂલ્યું, ન મળ્યો નાથ સંજોગી જી.

ઉદઘડી પુરુષને ઝંખતી ઓખા સ્વપ્નમાં પરણે છે, પિયુ સાથે

---

અહીં કેવળ પુરુષની ભૂખ—Mate Hunger છે. ઓખા કોઈ પણ પુરુષને પરણી જવા તૈયાર થઈ છે. ઉ તેનામાં ઉદ્દી પ્ત થયેલ ઉત્કટતા દર્શાવે છે.

રમણ કરે છે પાનની બીડી એક બીજાને ખવડાવતા પિયુને વાઢુ છે ને તે રિસાઈ જાય છે ને ઓખા જાગી જાય છે–સ્વપ્નનુ ર સુખ જાણે હવામા ઊડી જાય છે. અહીં પ્રિય મિલનને સાચુ મા પ્રિયને સર્વત્ર શોધતી, વિજોગે વિલપતી ઓખાનુ ચિત્ર આલેખી વિપ્રલભ શૃગારનુ સરસ ઉદાહરણ પૂરુ પાડે છે.

જાગી જાગી રે રામા રસભરી, તપાસે સેજ ફરી ફરી,
સુખે ફરકતી આગળડી, મે તો વણસાડ્યુ ચોકા કાજ રે,
મે મુઈએ મુખ મચકોડ્યુ, બીડી ના ખાધી તે દાઝે રે
લડથડતી ચાલે, ને પાલવ ઝાલે રે, નયણે આસુ ઢાળે રે,
કરે સાદ સ્વામીને સંભારે, ભ્રમર ભોળા ભાળે રે,
ધમધમ કરતી નારી તપાસે, બારી, દીવી તે ભોગળ બીડી રે,
જોઈ ચારે ખૂણે ને મસ્તક ધૂણે, વિલપે વિજોગની પીડી રે
કરે કાનાવાલા, મનોરથ ઠાલા, ઠણકણતી દે સમ ર
તમારે તો હસવુ, મારે સેઈ મરવુ, ધીરજ રાખુ કેમ રે;
આપી સંજોગ સુખ ને દેવુ દુ:ખ, મારા કર્મની રેખા રે,
અતિશે ના તાણો, દયામણ આણો, તમને બાપના સમ દે દેખા રે
જુઓ પ્રીત તપાસી, હુ છુ દાસી, દડ દેવો તે શા સારુ રે,
કરો સ્નેહ, કે તજુ છુ દેહ, વહાલા અતિશે નહિ વારુ રે

તેજ પ્રમાણે ચિત્રલેખા ઓખાને જુદા જુદા રાજાઓ અ રાજકુમારોના ચિત્રો દોરી બતાવે છે તેમા અનિરુદ્ધનુ ચિત્ર આવ ઓખા તે ચિત્રને ભેગી પડે છે એ પણ વિપ્રલભ શૃગાર છે

દેખી ઓખા ધાઈ ધાઈને જો, ભરી ભરીને ભુજ
ધન, ધન નાથજી! હાથ ગ્રહીને, ના મૂળગે બીડી સારુ;
ના, ના, બોનો મારા સમ છે, લાજો છો શા માટે!

તે પછી ચિત્રલેખા અનિરુદ્ધનુ હરણ કરી લાવે છે અને ઓખા સાથે તેનુ છાનુ લગ્ન કરાવી આપે છે; પછી સંયોગ શૃગાર નિષ્પન્ન

થાય છે વર્ષાઋતુ ઉદ્દીપન વિભાવનુ કાર્ય કરે છે અનિરુદ્ધ પણ ઓખા પર મુગ્ધ બની જાય છે અને ઓખાની સાથે કવિ ગાઈ ઊઠે છે :

મોહ્યો મોહ્યો તે મુખને મોડે, મોહ્યો મોહ્યો ભ્રકુટિને જોડે;
મોહ્યો મોહ્યો હાર ગળુ બધ, મોહ્યો મોહ્યો બાજુ બધ.

મોહ્યો મોહ્યો હસ્ત કમળ, મોહ્યો મોહ્યો ઉર કુભ સ્થળ;
મોહ્યો મોહ્યો અલકાની લટે, મોહ્યો મોહ્યો કેસરી કટે;
એક સ્તભ ઓખાનુ ધામ, ગયું વિસરી દ્વારકા ગામ;
ભક્ષ્ય ભોજન પોષ્યુ આપ, તેણે વિસાર્યા મા ને બાપ,
પામ્યો અધરામૃતનુ પાન, તેથી વિસર્યો હરિનુ ધ્યાન
અનિરુદ્ધની ચાલ છે ગમતી, નારી હિંડે અનિરુદ્ધને નમતી;
'મહિલા ! મહિના ! મુખે ઉચરતો, હીંડે નારીની પૂઠે ફરતો,
કીધો ઘેનો તે મૃગનયણી, નવ જાણે દિવસ કે રયણી;
સ્ત્રીએ મોહ મદિરા પાઈ, આલિંગન દે છે ધાઈ ધાઈ,
નિર્ભે નિરકુશ કરે છે ભોગ, નિવર્ત્યો સ્નેહનો રોગ;
એક એકને ગ્રહી રાખે, અન્યોઅન્ય અધરામૃત ચાખે,
અગ ઉપર અગ જ નાખે, મે'લો, મે'નો મુખથી ભાખે,
અંગો અગ કામ નથી રમી, ચાર આખડીએ ઝરે અમી
શુધબુધ ગઈ છે વિસરી, એમ ચોમાસુ ગયુ નિસરી

(કડવુ ૧૩)

નાયકનાયિકાની રતિક્રીડાનુ વર્ણન કરી કવિએ શૃગારની ઉત્કટતા સાધી છે

નળાખ્યાનમા પણ પ્રેમાનદ શૃગારના વિભાવાદિ એવા સચોટ રીતે નિરૂપે છે કે કેટલાક વિદ્વાનો તે કૃતિનો પ્રધાનરસ શૃગાર છે એમ માનવા પ્રેરાયા છે આ કવિની રસનિષ્પત્તિની પ્રમાણુતાનુ ઉદાહરણ છે. નારદ મુનિએ નળ સમક્ષ દમયંતીના અનન્ય સૌંદર્યનું નિર્લજ્જતથી વર્ણન કર્યું અને નળ પ્રથમ શ્રવણે જ તેના પ્રેમમા પડે છે. વિરહ

ગ્રમાવવા વનમા ગયો તો વનથી ઉદ્દીપન વિભાવનુ કામ કરે છે વિરહાગ્નિ શમાવવા કેળને 'રભન ચુંબન' કરે છે સંચારીભાવનુ આ નિરૂપણુ લાક્ષણિક છે

તે જ રીતે હસને મુખે નળનાં રૂપ, ગુણ, યશ અને તેજની ગાથા સાંભળી દમયતી પણ તરત જ તેના પર મુગ્ધ થઈ જાય છે નળ સાથે દમયતીને પરણાવવા માટેની પેરવી કરવા વચન આપી હસ જાય છે પછીની દમયતીની વિરહાવસ્થાનુ નિરૂપણ વિપ્રલભ શૃગારનુ ઉદાહરણ છે વિરહજ્વરમા તે માતાને પણ પોતાને ન પરણાવવા માટે ઠપકો આપી બેસે છે

> હસ વેળાવીને વળી કે વિનતા, જ્યહા પોતાનુ ધામ,
> દમવા લાગ્યો દમયતીને, નળના વિરહનો કામ
> વખાણ બાણ શ્યામાને વાગ્યા, પખી ગયો મોહ મેરી,
> રોમ રોમ તેને વહ્નિ પ્રગટ્યો લાગી તાલાવેલી
> ઘડીએ ઘરમાથી બહાર નીસરે, બેસે જઈ અટારી,
> કહે ચન્દ્રકિરણ અગ્નિ પે અકરા, નાખશે તુને બાળી
> સુખ મરડી બોલી દમયતી ઘરડાં માગ્યમ દોર,
> પરણ્યા કુવારા કાઈ ન પ્રીછે, ફોગટ કરવો શોર
> હુ સમાણી જાય છે સાસરે, તેના જો તુ જોગ,
> તેહેની પેરે થાશે મારે, ત્યારે જાશે આફણિયે રોગ.

નળ દમયતીનો ત્યાગ કરે છે અને 'વૈદર્ભી વનમા વલવલે' છે ત્યારે ત્યા પતિપત્ની વચ્ચે વિરહ છે માટે વિપ્રલભ શૃગાર છે એમ માની લેવુ યોગ્ય નથી પતિપત્ની વચ્ચે વિરહ હોય છતા જો સ્થાયી ભાવ રતિ ન હોય, કેવળ શોક હોય તો તેને કરુણરસ લેખવો વધુ યોગ્ય ગણાશે પ્રસ્તુત કડવામા સ્થાયી ભાવ રતિને પોષક હોય એવુ એક પણ નિરૂપણ નથી, જે કઈક છે તે શોકને વધુ સ્ફુટ કરે છે પછીની ઘટના પરપરા પણ શોકને વધુ પુષ્ટ કરે છે

દશમસ્કંધમાં કૃષ્ણ–ગોપી વિરહનાં પદોમાં શૃંગારની નિષ્પત્તિમાં ભાગવતને અનુસરવા છતાં પ્રેમાનંદ મૌલિકતા દાખવી જાય છે. સુંદરશ્યામની મુરલી સાંભળી, વ્રજાંગનાઓ કામાતુર બની જાય છે. લોકાચાર આડે આવે છે, છતાં કોઈ ને કોઈ નિમિત્ત કાઢી, વ્રજવનિતાઓ વૃંદાવન તરફ ગમન કરે છે :

શુક કહે સાંભળિયે રાજા, વાયે વેણુ સુંદરસ્યામ જી
વ્યાકુલ થઈ છે વ્રજની નારી, પીડે પાપી કામ જી
મળવાને તરસે મન, દેહડી દાઝે છે.
વહુવારુને મરજાદ, મનડું લાજે છે.
નંદનવનની વાંસલડી રે, વિરહ તણો ભંડાર જી;
મન રીસે છે હરિ મળવાને, પણ પીડે લોકાચાર.
(કડવું ૬૫)

કાલિંદીને કાંઠડે રે, ઊભી રહી વ્રજનાર;
વિજોગ દમે દીનાનાથનો રે, નેત્રે ભરતી વાર.
આઈ નિકટ વાજે વાંસળી રે, હરિ સાથે બ્રાતકુમાર;
કેમ માળિયે જીવન કૃષ્ણને રે, ધિક્ આતમાનો અવતાર.
ધન વૃન્દાવનની વેલડી રે, ધન વૃન્દાવનની ધર્ણું;
અમો તૃણ થઈ નવ અવતરી રે, ઉપર ચાલત હરિનાં ચર્ણું.
શાને કહેત બ્રહ્મા તુંને રે, જો જનમ વાંસનો દેત;
અમો થાત વિઠ્ઠલની વાંસળી રે, તો અધરતણો રસ લેત.

આમ પોતે વાંસ થઈ હોત વાંસળી થઈને પ્રિયના અધર રસનું પાન કરત, ચણોઠી રૂપે અવતરી હોત તો પ્રભુના કંઠની માળા થાત, જોષિકા તરીકે નિરમાઈ હોત તો પ્રભુના કરમાં શોભત વગેરે મનોભાવો અનુભવતી ગોપીઓના વિરહનું—વિપ્રલંભ શૃંગારનું—સુંદર નિરૂપણ કવિએ કર્યું છે.

કાત્યાયની વ્રત કરતી ગોપવનિતાઓ સ્નાન કરતી હતી કૃષ્ણ તેમનાં વસ્ત્ર લઈને વૃક્ષ પર ચઢી જાય છે. ઓખારો સા કોઈક પુરુષની હાજરી જાણી વ્યગ્ર બનેલી ગોપીકાઓને જ્યારે છે કે તેમનાં વસ્ત્રોનો ચોર તો તેમનો ચિત્તચોર જ છે ત્યારે . લજ્જા અનુભવે છે. તેમની સાહજિક ચેષ્ટાઓનું અને મનોભાવોનું સ્વભાવોક્તિયુક્ત ચિત્ર આપી, પ્રેમાનંદે સંયોગશૃંગારની નમૂનેદાર નિષ્પત્તિ કરી છે :

એક કહે જાણ્યો ચોર, વિચારી સત્ય ભણું;
નવનીત ચિત્તનો ચોર, એ કર્મ તેહ તણું
દેખી મદન ગોપાળ, સતાતી નાર અમે;
તાળી દેઈ વ્રજનાર, મુખે કર દેઈ હસે
એકેક પૂંઠે સતાય, વદન ગુપ્ત કરે;
કો ઢાંકતી કુચફળ, ચોટનો ઉપર ધરે
કો અગુળી મુખમાંય, પટ પ્રણમી માગે;
કો વેગળેથી વ્રજનાર, હરિને પાયે લાગે.
કો વાંકી દષ્ટે જોય, શ્યામા અધર ડસે;
કો કરડે પોતાની જીભ, સામું જોઈ હસે
કો પડી ગઈ જળમાંહે, ઢાંકે તન વેણુ વડે,
કો વલ્ડવા તત્પર થાય, ઊંચી ભ્રમર ચડે

(કડવું ૬"

ગોપીઓ લજ્જાથી જળની બહાર આવતી નથી એથી કૃ તેમના કુટુંબીજનોને બોલાવીને ફજેતી કરવાની ધમકી આપે છે ભયની મારી ગોપિકાઓ પરાણે લાજ શરમ છોડી દઈને વસ્ત્ર નજીક આવે છે, પ્રિય સાન્નિધ્યમાં રહ્યો સહ્યો સંકોચ પણ જ રહે છે અને,

મુખ સામું જોઈ હસી હસી, વસ્ત્ર આપ્યા શ્રી ભગવાન;
ગોવિંદ વીંટયા ગોપીએ, કીધાં પટ પરિધાન.
શ્રી કૃષ્ણને કહે સુંદરી, તમો નગ્ન નિરખ્યાં અંગ;
હવાં વાર શી છે સામળા, પ્રભુ આપ તાહારો સંગ.

આમ ગોપી–કૃષ્ણનું પ્રણયનું નિરૂપણ કરી કવિ તેને ઉચ્ચ કોટિએ લઈ જવા કૃષ્ણ મુખે કહેવડાવે છે. "કર્મ રહિત અબળા થઈ ફરી નહીં પામો અવતાર." પરંતુ પછીથી ગોપીઓને કૃષ્ણનાં વસ્ત્ર ઉતારવા જેટલી ઉચ્છૃંખલા ચીતરીને શૃંગારમાં વિકૃતિ આણી છે એમ કહી શકાય

**અભિમન્યુઆખ્યાન**માં પ્રેમાનંદનો શૃંગાર નોંધપાત્ર છે. અભિમન્યુ યુદ્ધમાં જવા માટે તૈયાર થયો ત્યારે સુભદ્રાની તેડાવેલી ઉત્તરા અને અભિમન્યુ સામસામાં મળે છે. એકબીજાને ન ઓળખતાં એવાં તેમની અન્યોન્ય દૃષ્ટિ મળતાં એકબીજા ઉપર મોહ પામે છે અને પ્રેમાનંદ વિપ્રલંભનું નિરૂપણ કરવાની તક ઝડપી લે છે:

ઉત્તરાએ અભિમન્યુને નિરખી, નયણે ભર્યાં આંસુ;
આવા નાથનો હાથ નવ ઝાલ્યો, અવતાર લીધો ફાંસુ.
હરીહર બ્રહ્માએ મળીને, કો એક પુરુષને ઘડીઓ;
ચંપકવર્ણ વપુ સુંદર કે કનકની ખોળે મઢીઓ.
મેં સુકીત કંઈ કીધું નથી, તો ક્યાંથી એવો સ્વામી.

અભિમન્યુ પણ વિમાસે છે :

બ્રહ્માએ નિર્મી નથી નારી, નથી નિર્મી મહાદેવ;
એના રૂપથી ચળે જોગીઓ, બ્રહ્મા ચળે અવસ્યમેવવ.
સ્ત્રી ત્રૈલોક્યની એને જોતાં, એના રૂપથી હારે;
એ કોની કુંવરી કયાથી આવી, ચરણ ધરણ કેમ ચાલે.
... ... ... ...
અભિમન પૂછે ધર્મને તે મૂકી મંનની લાજ રે. (કડવું ૩૭)

એ પછી માર્ગ વચ્ચે જ એક શિબિર રચાવી તે બને પ્રણયી

પણ પછી એકબીજાને પતિપત્ની તરીકે ઓળખતાં થયેલાં ઉત્તરા અને અભિમન્યુને મિલન માટે સગવડ કરી આપવામાં આવે છે એમનો એ સંયોગ અલ્પજીવી નીવડે છે. અભિમન્યુને યુદ્ધમાં જવાનું છે. ઉત્તરા કહે છે કે 'થનાર હોય તે દર્શું થાવા, પણ નહીં દેઉં તમને હું જાવા.' અને યુદ્ધમાં પતિનું શું થશે એ વિચારે તે કલ્પાંત કરે છે અને ફરી પ્રેમાનંદને વિપ્રલંભના નિરૂપણનો અવકાશ મળી જાય છે.

> પિયુજી શું થાશે રે, મારા પિયુજી શું થાશે રે!
> આંખડી મારી જમણી ફરકે, હૈયા મારું વેગે ઉલકે
> કેવો દેખીશ સંધ્યાકાળ, તેણે મારા પેટમાં પડે છે ફાળ.
>
> (કડવું ૪૦)

) હાસ્ય :

પ્રેમાનંદ ગુજરાતી સાહિત્યમાં હાસ્ય રસનો પહેલો અને પ્રથમ કક્ષાનો સાહિત્યકાર છે. પ્રેમાનંદ પહેલાં અખાની રચનામાં હાસ્યનો પરિચય થાય છે પરંતુ અખાના અને પ્રેમાનંદના હાસ્યમાં ઘણો તફાવત છે. અખાનું હાસ્ય કેવળ કટાક્ષની કક્ષાનું છે, તેનો હેતુ શુદ્ધ હાસ્યનો નહિ, પરંતુ પાખંડીઓ, સામાજિક કુરુઢિઓ વગેરેની કટાક્ષ દ્વારા વિડંબના કરી, સાચો માર્ગ દર્શાવવાનો છે. જ્યારે પ્રેમાનંદનું હાસ્ય શુદ્ધ અને મર્માળુ છે. અખો પોતે હસે છે, પરંતુ તેની સાથે બીજાને હસવા દેતો નથી. ક્યાંથી હસી શકે? અખાનો કટાક્ષ એને ય વીંધતો હોય ને! જ્યારે પ્રેમાનંદની સાથે સમસ્ત ભાવક વર્ગ ખડખડાટ હસી શકે છે. સ્વ રામનારાયણ પાઠકના શબ્દોમાં જોઈએ તો, "અખા આગળ વાંચનારે હસવું એ પણ જાણે છૂટ લેવા જેવું લાગે છે, માત્ર અખો એકલો મારતો જાય છે, હસતો જાય છે અને મારીને કોઈની સામું પણ જોતો ન હોય એમ લાગે છે. પ્રેમાનંદનો હાસ્ય એવો નથી. તે હસે છે, વાંચનારને સાથે હસાવે છે અને જે સમાજ ઉપર તે ટીકા કરે છે તેને પણ સાથે સાથે હસાવે છે. તેના

હાસ્યમાં અખા જેવો તિરસ્કાર નથી પણ માનવમાત્ર તરફ—જેની ટીકા કરે છે તેના તરફ પણ—પ્રેમ દેખાય છે."[1]

પ્રેમાનંદ પાત્રના બાહ્ય દેખાવની, તેના સ્વભાવની કે પરિસ્થિતિની વિલક્ષણતામાંથી હાસ્ય નિપજાવે છે. 'કુંવરબાઈનું મામેરું' અને 'સુદામાચરિત' હાસ્યપ્રધાન આખ્યાનો છે. 'નળાખ્યાન'માં પણ કરુણ રસની પડછે હાસ્ય-નિરૂપણની તેની કલા આગવી રીતે પ્રગટ થાય છે. તેનાં અન્ય આખ્યાનોમાં પણ હાસ્યની લહેરખી અવારનવાર ફરકી જાય છે. શ્રી ઉમાશંકરે નોંધ્યું છે તેમ, "હાસ્ય નિષ્પન્ન કરવાની એકસો યુક્તિઓ હોય તો પ્રેમાનંદને એકસો એકનો ખ્યાલ છે" અને એથી જ પ્રેમાનંદના હાસ્યમાં એકવિધતા જણાતી નથી.

'કુંવરબાઈનુ મામેરુ' ભક્તિ રસનું કાવ્ય છે. એથી વિશેષ તે હાસ્યરસનું કાવ્ય છે. એનો હાસ્ય રસ પણ તેમાના અદ્ભુત રસની જેમ ભક્તિને પોષક બને છે. 'મામેરુ'માં પ્રેમાનંદના નર્મહાસ્યની અસ્ખલિત સરવાણી વહે છે. સ્વ. રામનારાયણ પાઠકે અવલોક્યું છે. તેમ આ આખ્યાનમાં હાસ્યના બે પ્રવાહો છે. વ્યવહારડાહ્યા જગતની દૃષ્ટિએ વ્યવહારશૂન્ય ગણાતો નરસિંહ હાસ્યપદ બને છે. તો બીજી તરફ નરસિંહની શ્રદ્ધાભક્તિથી પ્રાપ્ત થયેલી પરમતા આગળ આ વ્યવહારકીટોની પામરતા હાસ્યાસ્પદ બને છે. પૂર્વાર્ધમાં નરસિંહ હાસ્યનું આલંબન છે, તો ઉત્તરાર્ધમાં પેલા વ્યવહારકીટો હાસ્યનું આલંબન બને છે. હાસ્યનું આલંબન બનતો નરસિંહ તો એક સરખો ઉદાત્ત રહે છે, જ્યારે એની વિડંબના કરનારાઓ એની ઠેકડી ઉડાવતાં નીચતાની હલકી કોટિ સુધી જાય છે નરસિંહને એમના પ્રત્યે નફરત નથી, અણગમો પણ નથી, એથી તો તે દુનિયાડાહ્યા લોકો વધુ હાસ્યાસ્પદ બને છે અને ભાવક વર્ગની સહાનુભૂતિના પણ અધિકારી રહેતા નથી.

૧. "કાવ્યની શક્તિ" રા. વિ. પા.

નરસિંહ મોસાળું કરવા તૈયાર થાય છે. મોસાળું કરવા જવાના તેના 'ઠાઠ'નું પ્રેમાનંદે કરેલું વર્ણન, નવલરામ પંડ્યાએ અવલોક્યું છે તે પ્રમાણે, નિર્મળ હાસ્યનો એક નમૂનો છે.

જૂની વે'લને ધૂંસરી વાંકી, સાંગી સોટા ભાંગી જી;
કોના તળાવા ને કોની પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી.

મહેતાજી મામેરે ચાલ્યા, સમર્થ શ્રી જગદીશજી;
ત્રણ સખીઓ સંગાતે ચાલી, વેરાગી દશવીશજી.
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનંદજી.
વેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિંત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુળશી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુલસી માળ જી;
નરસૈંયાને નિર્ભય છે જે, જોગવશે ગોપાળ જી.
બળદીયુ બળદો શું હીંડે, ઠેને વૈષ્ણવ સાથ જી;
ભોર પાડે ને હાથ ચલાવે, જે જે વૈકુંઠનાથ જી.
એક બળદ ગળિયો થઈ બેસે, આખલો તાણ્યો જાય જી;
પગાને પૂંછ ગ્રહી ઊઠાડે, કૌતુક કોટી થાય જી
સાલે સાલ જૂજવાં દીસે, રથ તણા બહુ વક્ર જી;
સાંગીનો બહુ શબ્દ જ ઊઠે, ચૂચવે છે બહુ ચક્ર જી.
ચડે બેસે ને વળી ઊતરે, લે રામકૃષ્ણનું નામ જી;

(કડવું ૪)

આમ આ સંઘ જેમ તેમ ઊના પહોંચે છે. ગામ બધું આ ભગત મોસાળાની કેવીક સામગ્રી લાવ્યો છે એમ જોવા ભેગું મળ્યું છે અને આ ઠાઠ જોઈ તેનો ઉપહાસ કરે છે. સ્વ. નવલરામે એક શંકા ઉપસ્થિત કરી છે. "ભાંગેલી ધૂંસરીવાળી જૂની વહેલનું વર્ણન–અહીં વાચકોનો સમભાવ નરસિંહ મહેતા તરફ છે, તેથી—ભલે આખા

ા ગામને તે હાસ્યજનક લાગે પણ વાચકોને તો ન જ લાગે.”
ંતુ વહેલનું પ્રેમાનંદે કરેલું વર્ણન એવી ખૂબીભર્યું છે કે ઊના
મના લોકોને તો તે હાસ્યજનક લાગે જ, સાથે ભાવક વર્ગને પણ
સિંહ તરફ સહાનુભૂતિ છતાં તે હસવી જાય. વહેલ નરસિંહની છતાં
ી વિલક્ષણ છે કે હસવું ન હોય છતાં હસી પડાય. એથી નરસિંહ
પેની ભાવનામાં અંશ માત્ર પણ ઘટાડો ન થાય. એમાં જ કવિની
ળતા જણાઈ આવે છે. ઊના ગામના લોકોએ ઉપહાસ કર્યો તે
વી વહેલ જોડીને આવેલા નરસિંહનો અને ભાવક વર્ગ હસે છે તે
સિંહને નહિ પણ પેલી વહેલને ભાવક વર્ગને સ્પર્શી જનાર આ
શુદ્ધ હાસ્યનું ઉત્તમ ઉદાહરણ છે.

નરસિંહને આપવામાં આવેલા ઉતારાનું વર્ણન પણ એવું જ
સ્યજનક છે. નરસિંહને જોઈને નાગરાણીઓ તેની મજાક કરતાં કહે
“ વેવાઈના રૂપ જુઓ રે બાઈઓ, કે ટિક કંદર્પ લાજે ” તેઓ
છે કે મહેતા શું મામેરું પૂરવાનો હતો. તે તો “છાબમાં તુળસીદળ
શે, ઊભો રહીને શંખ ફૂંખશે ” પિતાના કહેવાથી કુંવરબાઈ સાસુને
સાળાની યાદી તૈયાર કરવા કહે છે અને સહુ તેના ઉપર પ્રમાણે
હાસ કરે છે. પરંતુ તેની વડસાસુ ઠાવકી રીતે પહેરામણીની યાદી
માવે છે. તે પણ ઠંડા ઉપહાસનો જ નમૂનો છે. લખેશરી પણ જે
હેરામણી ન આપી શકે એવી યાદી તૈયાર કરાવી વડસાસુ ઉમેરે છે :

આશરા પડતું મેં લખાવ્યું, બાપ તમારો રાંક
તમને સોળ શૃંગાર કરાવે, બાળ લડાવે લાડ વહુજી,
ઘટે જમાઈને સોના સાંકળી, અમને એ શો પાડ, વહુજી.
સહસ્ર મહોર સોનાની રોકડી, કહેતાં પામું ક્ષોભ વહુજી.
અમો ઘરડાએ ધર્મ લખાવ્યું, ન ઘટે ઝાઝો લોભ વહુજી.
એ લખ્યાથી અદકું કરો તો તમારા ઘરની લાજ, વહુજી.
( કડવું ૬ )

એમ કહી મહેતાથી આમાંનુ કશું આપી શકાવાનું નથી, પયરા લખો તો તે આપી શકે એમ કહેતી કુંવરબાઈની નણદને ક' આપવાનો દેખાવ કરતી, 'કાગળ લખતાં શું જાય' એવા વચનો વેવાઈનો ઠંડો ઉપહાસ કરતી વડસાસુ પોતે જ ભાવકની દષ્ટિએ ઉપહાસપાત્ર બની જાય છે

ભોજન સમયે મજાકખોર નાગરો ફરી મહેતાની મશ્કરી કરવાની ચેષ્ટા કર છે તેને સ્નાન માટે ઊકળતુ પાણી આપવામા આવે છે, પ: સમોવણ આપવાને બદલે કહે છે કે તમારે તો માગ્યા મેહ વરસે છે ને મહેતો તો ભોળે ભાવે મલાર ગાય છે અને વરસાદ એટલો બધો થ છે કે ઘરમા પણ પાણી ભરાઈ જાય છે અને ક્ષમાયાચના મરક નાગરો ઉપહાસપાત્ર બની જાય છે

મામેરુ પૂરવાનો સમય થાય છે ત્યારે આખું ગામ ભેગું મ છે. 'સોળે સણગાર સજીને' આવેલી 'જોગનભરી' નાગરાણી પહેરામણીમા હુ તો આ લઈશ ને હુ તો તે લઈશ એમ પરર કહી, વ કુ બોલી મહેતાનો ઉપહાસ કરે છે :

બાઈ કુંવરબાઈનો બાપ, કરશે મામેરુ:
લઈશ પટોળી સાર, સાડી નહિ પહેરુ
વૈષ્ણવને શી ખોટ, કંઠે માળા છે!
વહેવારિયા દશવીશ ટોપીવાળા છે!
કુંવરવહુ ધન્ય ધન્ય, પિયર–પનોતી છે;
બાપે વગાડ્યો શંખ, ચાદર પોતી છે.

વાકાઓના વિપ્રો પણ ઉપહાસ કરે છે :

મૂકો છાબમા પહાણુ વાયે ઊડી જાશે

(કડવું. ૧૧)

પરંતુ દામોદર દોશીને રૂપે પ્રભુ પોતે પહેરામણી કરવા આવ્યા અને દરેકને મનગમતી પહેરામણી મળવા લાગી ત્યારે અત્યાર સુધી મજાક

કરતી નાગરાણીઓને પોતપોતાને મનગમતી વસ્તુઓ માગતાં અત્યાર સુધી પોતે આ ભક્તજનનો ઉપહાસ કર્યો હતો તે માટે પસ્તાવો થતો નથી અને તે પોતે જ ઉપહાસ બની જાય છે. આ કૃતિમાં નિષ્પન્ન થયેલો હાસ્ય નિર્દંશ અને એથી સાત્વિક છે.

'સુદામાચરિત'માં પણ હાસ્ય પ્રધાન રસ છે. સુદામો કમને મિત્ર કૃષ્ણને જાચવા જાય છે. દરિદ્રી બ્રાહ્મણ તરીકે સુદામાનું વર્ણન હાસ્યપ્રેરક છે.

ભાલ તિલકને માલા કંઠે, મુખ રામ ભણતો જાય;
મુછકુછનું જાળ વધ્યું, કરૂપી દીસે કાય.
પવન જટા માંહેથી ભસ્મ ઉડાડે, ધૂળ કોટાનકોટ;
થાય ફટકફાંટા ખાસડાં, ઊડે ધૂળના ગોટે ગોટ.
ઉપાનરેણુએ અભ્ર છાયો, શું સૈન્ય મોહોટું જાય:
જે પથી મારગમાં મળે, તે જોઈ વિસ્મે થાય.
તેલ અંગે સ્વપ્ને નહિ છે લૂખું રૂખિતું ગાત્ર:
એક હાથે ગ્રહી જયેષ્ઠિકા ને બીજે તુંબીપાત્ર.
કૌપીન જીરણ વસ્ત્રનું વનફૂળ કીધું પરિધાન.
(કડવું. ૫)

આવા દરિદ્રી સુદામા જેને કાંગરે-મણિ જડ્યા છે એવા કનક-કોટવાળી દ્વારિકામાં આવે ત્યારે બાળકો તેને ખીજવતાં પાછળ દોડે અને જાદવ સ્ત્રીઓ તેનો ઉપહાસ કરે એમાં શું આશ્ચર્ય ?

કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આવો ભરથાર;
કોઈ કહે ઇંદુ કોઈ કહે કામ, એને રૂપે હાર્યા કેશવરામ.
પતિવ્રતાના મોહશે મન, મર્મ વચન બોલે સ્ત્રીજન;
કોઈ કહે હાઉ આવ્યો વિકાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
ઘણી ચેષ્ટા પૂંઠળથી થાય, સુણી સુદામો હસતા જાય;

પૂંઠે બાળક કાંકરા નાખે, ઋષિજી રામકૃષ્ણ મુખથી ભાખે
પાડે તાળી વજાડે ગાલ, પૂંઠે ફરી વળ્યાં નાના બાલ.
(કડવું ૬.)

બીજી તરફ દ્વારિકા અને તેમાં કૃષ્ણના ભવનની સમૃદ્ધિનું દર્શન કરાવી, કવિ એ વિરોધી દશ્યો દ્વારા હાસ્ય નિષ્પન્ન કરે છે. આવા દરિદ્રી મિત્રના આગમનના સમાચાર સાંભળતાં જ કૃષ્ણ તેને મળવા હાંફળા ફાંફળા થઈને દોડે છે તે ચિત્ર પણ તેમની મહાનુભાવતા અને ભક્તવત્સલતા દર્શાવવા છતાં હાસ્યપ્રેરક છે :

ઊઠી ધાયા જાદવરામ રે,
નવ પહેર્યાં મોજાં પાય રે.
પીતાંબર ભૂમિ ભરાય રે,
રાણી રુકમિણી ઊંચાં સાય રે.
અતિ આનંદે ફૂલી કાય રે
હરિ દોડે ને શ્વાસે ભરાય રે.
પડે આખડે બેઠા થાય રે,
એક પળ પણ જુગ જેવી જાય રે.

કૃષ્ણપત્નીઓ પણ આવા દરિદ્રી બ્રાહ્મણ માટે પતિને આવી ઘેલા બનાવતા જોઈ ઉપહાસ કરે છે :

ધણું વાંકું બોલ્યાં સત્યભામા રે
આ શું ફટડા મિત્ર સુદામા રે
હરિ તેને કાંઈને શું દાઝ્યા રે
ભલી નાનપણાની માયા રે.
ભલી જોવા સરખી જોડી રે,
હરિને મેળ્યો જોને શખોડી રે.
જો કોઈ બાળક બાર નીકળશે રે,
તે તો કાકાને દેખીને છળશે રે.
(કડવું ૧૦.)

અજ્ઞાનવશ જીવ આવો ઉપહાસ કરે, પણ તે પોતે જ ઉપહાસ-
બને છે. સુદામો તાંદુલની ગાંઠડીને સંતાડે છે. કારણ આટલા
દ્ધિશાળી મિત્રને મૂઠી તાંદુલની શી કિંમત? પરંતુ કૃષ્ણ તે ગાંઠડી
ઉત્સુક છે. બન્ને વચ્ચે તે ગાંઠડી માટે થતી રકઝક હાસ્ય
પન્ન કરે છે.

કૃષ્ણ જેવા ઐશ્વર્યવાન મિત્રે પોતાને કશું ન આપ્યું એથી
રેક ખિન્ન થતો, કયારેક ન આપ્યું એ જ ઠીક થયું, નહીં તો
આવંત એમ વિચારતો સુદામા પોતને ઘરે આવ્યો. પોતાની
ડીની જગ્યાએ મહાલય ઊભેલો જોયો. પોતે ભૂલમાં બીજી કોઈ
માં તો નથી આવી પહોંને એ વિચારે આખું નગર ફરી પાછો
ને ત્યાં આવી ઊભો રહે છે, એને અવસાદ થાય છે:

તૂટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી નાર;
સગાં સરખાં છોકરાં નવ મળ્યાં બીજી વાર.

ઘડીક પ્રભુની કૃપણતા માટે તેમને દોષ દેતો ઘડીક કશું ન આપી
ભંગ ન કરવા માટે તેમની કરુણા બદલ ધન્યવાદ દેતો સુદામો
કૃપાનો આ ચમત્કાર ઓળખી શકતો નથી, અને કર્મની ગહન
ને જવાબદાર ગણે છે. એથી તે ભાવકવર્ગ માટે હાસ્યપાત્ર બની
છે. પેલી મહાલયની ગૃહિણી સાહેલીઓથી વિંટાઈ, તેની પૂજા
આવે છે ત્યારે તો તેની આ હાસ્યપાત્રતા ચરમ સીમાએ પહોંચે
લૂંટી સરખી નારને સ્થાને જાણે બીજી ઇન્દ્રાણી, રુકમિણી, સાવિત્રી
પાર્વતી હોય તેવા સ્વરૂપવાન યુવતીને જોઈ ભ્રમમાં પડી જાય છે.
જ્યારે પોતાની પત્નીના વિષયમાં ભ્રમમાં પડી જાય ત્યારે તે
ી વિશેષ હાસ્યાસ્પદ બને છે:

સાહેલી સહુ વીટી વળી, પદ્મિની લાગી પાય;
પૂજન કરીને પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.
થરથર ધ્રુજે ને કંઈ ન સૂઝે, છૂટી જટા ઉઘાડે શીશ.'

દમયંતીને પરણવા ઉત્સુક દેવોની સરખામણીમાં અન્ય રાજાઓ દયાપાત્ર બની જાય છે. બાલ્યવયના, યુવાન અને વૃદ્ધ રાજાઓની નુ વર્ણન કરી પ્રેમાનંદ તાદૃશ ચિત્ર ઉપસાવે છે :

વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સૌમાં કર્યાં છે વરવાં ગાત્ર;
શરીર ક્ષુદ્ર કાષ્ઠનાં ખોડ, તેને દમયંતી પરણ્યાના કોડ;
બાળ યૌવન ને વળી વૃદ્ધ, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.

કો તો મોટા ઘરના કુંઅર, કો કહે આવ અમારું ઘર;
આગા અભિમાન ભર્યાં નર, વાંકા મુગટ ધર્યા શિર પર.

ઘરડા થયા નાના વર, વનાં કરાવતાં લાવ્યા છર;
તનમન કન્યાને અર્પણ, આગળથી નહીં ટાળે દર્પણ

કેટલાક કરે તિલકની રેખ, કેટલાક કરે માંહોમાંડે દ્વેષ;
કેટલાક કરે પૂઠાપૂઠ, હું કહેવો કહી મરડે મૂઠ

જેના મુખ માંહે નહી દંત, તેને વરવાનું ચંત;
કેવળ વૃદ્ધ ડાચા ગયાં મળી, તે બેઠા ટુંપાતી પળિયા.

જોશીની પ્રણિપત્ય કરી દેખાડે હાથ ને જન્મોતરી;
જો દમયતી મુને પરણે, જોશી હું લાગું ચરણે

જેનાં બેમી ગયાં ગનસ્થગી, મુખમા રાખ્યા બબ્બે ફોફળ;
એમ ઊચાં કરી ગળોડા, થેના જુએ કાચમા મોઢા;
પૂરણ આશાએ સર્વ જોય, પણ કન્યા નળની વાટ જોય.

(કડવુ ૨૪)

આ ચિત્ર ઉપર પ્રેમાનંદનો ભાવકવર્ગ ઘણો રાચ્યો હશે. આ ત્રમાં આપણાં સમાજજીવન ઉપર ભારે કટાક્ષ છે.

સ્વ. રામનારાયણ પાઠકે અવલોક્યું છે "આ જગાએ જે જરાતી સ્વભાવની મશ્કરી થઈ છે, તે હજી પણ આપણામાં મોજૂદ છે. જ વૃદ્ધ ઉંમરે પણ પરણવાના કોડ, એ જન્મોતરી, એ કુળાભિમાન!"

હરત અહેવા જાય સુંદરી, તત્ર ઋષિછ પાડે ચીસ.
"હું તો વૃધ્ધ ને તમો જોબનનારી, છે કઠણ લોકાચાર.
ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જવા દ્યો મને, કાં દમો છો? તમને હજો કલ્યાણ.
આંગણામાં કોઈ નર નથી, આ દીસે છે સ્રીનું રાજ્ય
તમને પાપણીઓ પરમેશ્વર પૂછશે, હું ને કાં આણો છો વાજ"

આમ પરિસ્થિતિની વિલક્ષણતામાંથી હાસ્ય નિષ્પન્ન કરવાની કવિને કેવી રીતે હસ્તગત હતી તેનો પરિચય થાય છે.

નળાખ્યાન કરુણ રસનુ કાવ્ય છે. એમાં કરુણની સાથે ર અને હાસ્યની ગૂંથણી કવિએ એવી ખૂબીથી કરી છે કે એ ત્રણે એકબીજાના પૂરક હોય એમ જણાય. દમયંતી પ્રત્યે નળનું આકર્ષી નારદ દેવોને પણ સ્વયંવરમાં પ્રેરે છે. દમયંતીના રૂપમાં ભૂલેલા ઇન્દ્રાદિ દેવો સીધોસાદો વિવેક પણ ભૂલી જાય છે, અને દમ તેમને મૂકી નળને જ વરશે એ વિચારે નળને પોતાનો દૂત બ દમયંતી પાસે મોકલે છે. નળ જેવા મનુષ્ય પાસે યાચના કરતા હાસ્યાસ્પદ રીતે વરતે છે. વધુ હાસ્યાસ્પદ તો તેઓ સ્વયંવર વ જણાય છે. એક પછી એક રાજાઓને નાપસંદ કરતી, એક માત્ર ' શોધતી દમયંતી નળને શોધી હાર પહેરાવવા જાય છે ત્યારે પોતાનું મસ્તક આગળ ધરે છે, એક બીજાને શાપ આપી પશુ બનાવી દે છે; વળી ચારે ય દેવો નળનું રૂપ લઈ દમયંતીને ભ્ર નાખવાનો પ્રયાસ કરે છે સાચા નળને ન ઓળખી શકતી દમ તેમને તેમના પિતાનું નામ પૂછે છે ત્યારે દેવો પણ પોતાના પિત નામ તરીકે 'વીરસેન' નામ લે છે. દમયંતી માટે થઈને પારક બાપને પોતાનો બાપ ગણાવવા સુધીની તેમની પામરતા હાસ્ય નીવડે છે. આટલું ઓછું હોય તેમ નારદ તેમની પત્નીઓને પણ દેવ પામરતા બતાવવા માટે આકાશમાં તેડી લાવે છે અને તેમની દૃષ્ટિ પણ તેમને હાસ્યાસ્પદ બતાવે છે.

દમયંતીને પરણવા ઉત્સુક દેવોની સરખામણીમાં અન્ય રાજાઓ દયાપાત્ર બની જાય છે. બાલ્યવયના, યુવાન અને વૃદ્ધ રાજાઓની નુ વર્ણન કરી પ્રેમાનંદ તાદૃશ ચિત્ર ઉપસાવે છે :

વર થઈ બેઠા પ્રાણીમાત્ર, સંમાં કર્યાં છે વરવાં ગાન;
શરીર ક્ષુદ્ર કાષ્ઠનાં ખોડ, તેને દમયંતી પરણવાના કોડ;
બાળ યૌવન ને વળી વૃદ્ધ, તેને દમયંતી પરણ્યાની શ્રદ્ધા.
કો તો મોટા ઘરના કુંઅર, કો કહે આવ્ય અમારૂ ઘર;
આશા અભિમાન ભર્યા નર, વાંકા મુગટ ધર્યા શિર પર.
ઘરડા થયા નાના વર, વના કરાવતા ન્હાવ્યા છર;
તનમન કન્યાને અર્પણ આગળથી નહીં ટાળે દર્પણ
કેટલાક કરે તિલકની રેખ, કેટલાક કરે મારોમારે દ્વેષ;
કેટલાક કરે પૂછાપૂછ, હું કહેવો કહી મરડે મૂછ.
જેના મુખ માંહે નહીં દંત, તેને વરવાનુ ચંત;
કેવળ વૃદ્ધ ડાચા ગયા મળી, તે બેઠા ટુપાવી પળિયા.
જોરાની પ્રણિપત્ય કરી દેખાડે હાથ ને જન્મોતરી;
જો દમયતી મુને પરણે, જોશી હુ લાગુ ચરણે
જેનાં બેસી ગયા ગલસ્થળ, મુખમા રાખ્યા બન્ને ફોફળ;
એમ ઊચાં કરી ગલોડા, થેના જુએ કાચમા મોઢા;
પૂરણ આશાએ સર્વ ભૂપ, પણ કન્યા નળની વાટ જોય
(કડવું ૨૪)

આ ચિત્ર ઉપર પ્રેમાનંદનો ભાવમર્મ ઘણો રાચ્યો હશે આ ચિત્રમા આપણા સમાજજીવન ઉપર ભારે કટાક્ષ છે.

સ્વ. રામનારાયણ પાઠક અવલોક્યું છે "આ કડવામાં જે ગુજરાતી સ્વભાવની મશ્કરી થઈ છે, તે હજી પણ આપણામાં જે જૂદી છે. એ જ વૃદ્ધ ઉમરે પણ પરણવાના કોડ, એ જન્મોતરી, એ કુશાળિયા

નળને શોધવાના એક પેંતરા તરીકે દમયંતી ઋતુપર્ણને ... સંદેશો કહેવડાવે છે અને ઋતુપર્ણને દમયંતી સાથે પરણવા માટે અધીરાઈ બતાવતો અને બાહુકની ખુશામત કરતો દર્શાવી પ્રેમા હાસ્ય નિષ્પન્ન કરવાની એક વધુ તક ઝડપી લે છે. સમય બહુ થોડો બીજા રાજાઓ તો પહોંચી ગયા હશે અને પોતે રહી જશે એ વિચ ઋતુપર્ણ કિંકર્તવ્યમૂઢ બની જાય છે, એનું ચિત્ર જોઈએ :

ઋતુપર્ણ આસનથી ઊઠે બેસે, થાય પરણવાના સળકા.
આહા ગઈ દમયંતી હાથથી, કંકોતરી આવી મોડી;
એક નિશાનો આતરો હોત તો, જાત જેમ તેમ દોડી.
ત્રાહે ત્રાહે બોલે મસ્તક ડોલે, નિસાસા મૂકે ઊંડા;
વૈદરભી વરતા વેર વાળ્યું, અરે બ્રાહ્મણ ભૂંડા.
સાંઢ તો સાંપડી નહીં, નહીં પવનવેગી ઘોડા;
કંસાર દમયંતીના કરનો, નહીં જમે આ મોહોડાં.

પોતે સ્વયંવરમાં પહોંચે તો દમયંતી જરૂર પોતાને વરે એ માનતો ઋતુપર્ણ વિના અધિકારે શ્રેષ્ઠ વસ્તુ મેળવવાના અભિલાષી જેવો હાસ્યાસ્પદ બને છે. રાજસભામાં બાહુક આવે છે તેનું ચિત્ર પણ જુઓ:

બાહુક ચાલ્યો, ચાબુક ઝાલ્યો, મુખે તે બબડતો;
આવ્યો નીચી નાડે નરખતો, નાકે તે સરડકાં ભરતો.
સભા મધ્યે સર્વ હસ્યા, આ રત્ન રથખેડણ;
ઋતુપર્ણ બોલ્યો માન દઈ આવો દુઃખફેડણ.

ઋતુપર્ણ ગમેતેમ કરીને પણ સ્વયંવરના સમયે વિદર્ભમાં પહોંચાડવા બાહુકને વિનંતી કરે છે ત્યારે બાહુકને 'લાગ ખાવા'ની તક મળે છે અને તે ભર સભામાં ઋતુપર્ણનો ઉપહાસ કરતા કહે છે:

બાહુક વળતો બોલિયો, ફૂલાવીને નાસા;
આ બિયા પરણશે દમયંતીને, અરે પાપણી આશા.

હંસ કન્યા કેમ કરે વાયસસું સંકેત?
નિર્લજ્જની સાથે અમે આવું, તો પછે થાઉં ફજેત.
છછોરા ન થઈએ રાયજી, પર પત્ની શું તલખા;
કેમ વરે વર જીવતે તો, મિથ્યા મારવાં વલખાં;
પુણ્યશ્લોકની પ્રેમદાને ભીમક રાજકુમારી;
તમો વિપ્રોને લજ્જા શાની થાય ફજેતી મારી.

બાહુક—એક સેવક પોતાના રાજાનો—ઋતુપર્ણનો ઉપહાસ કરે એ ઘટનાં જ હાસ્યજનક છે. તે ઉપરાંત ભાવક એક બીજા અર્થમાં ઋતુપર્ણને હસે છે. ઋતુપર્ણ સ્વયંવરમાં જવા માટે ઘાંચો થયો છે પણ તેને લીલા તોરણે પાછું ફરવું પડે એવી સ્થિતિ થવાની છે (નળની, સાચી રીતે કહીએ તો પ્રેમાનંદની વ્યવહારુ સુજ્ઞતાની બુદ્ધિથી તેમ થતું રહી જાય છે.) અને દમયંતી બાહુકની જ પત્ની થવાની છે એ સર્વ ભાવકો તેમ બાહુક પણ જાણે છે. બાહુક તો પોતે પણ સ્વયંવરમાં પોતાની ઉમેદવારી નોંધાવી ઋતુપર્ણને વધુ ઉપહાસપાત્ર બનાવે છે.

રથની ફરતે તેઓ દોડે છે એ ચિત્ર ગમે તેવા ગંભીર પ્રકૃતિના માણસને પણ હસાવી મૂકે એવું છે :

> એ અશ્વ રાખવો ને રથ હાંકવો, ચઢી બેઠો ભૂપાળ;
> રાસ પરોણો પછાડીઓ, બાહુકને ચઢ્યો કાળ;
> " આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં મા મૂચ;
> તું આગળથી રથે કેમ બેઠો ? હું પે તું શું ઊંચ ? "
> ઋતુપર્ણ હેઠો ઊતર્યો, વિવિધ વિનય કરતો;
> જાય રાય પામે, બાહુક નાસે, તે રથ પૂંઠે ફરતો.
> પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ હઠ મૂકો;
> ઉપકારીજન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો.

અને પછી બન્ને સામસામા પૈડાં પર પગ મૂકી સાથે રથ ઉપર બેસે છે. બાહુક મરવા વાંકે જીવતા અશ્વોને 'ધણીમુઆ'ની ગાળ દઈ હાંકે છે, એ ગાળ ખરી રીતે ઋતુપર્ણને દેવાઈ છે એ ખ્યાલ આવતાં ભાવક વર્ગ ખડખડાટ હસી પડે એમાં નવાઈ નથી. પ્રેમાનંદ પણ ભાવકો સાથે દમયંતીને પરણવા નીકળેલા આ સંઘને હસવા લાગે છે :

> દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિનો જોડો;
> વૈદર્ભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો.
> હાંકે ને હીંડે પાછા પાછા, ઝૂંસરી કહાડી નાખે;
> તાણી દોડે ઘર ભણી, ઊભા રહે વણ રાખે.
> પૃષ્ઠ ઉપર પડે પરાણા, કરડતા પાછા ફરે;
> પહોળે પગે રહે ઊભા, વારે વારે મળમૂત્ર કરે

ઘોડાઓનું કેટલું તાદૃશ સ્વભાવોક્તિભર્યું વર્ણન છે ! નરસિંહની વહેલના વર્ણનને ય આ ઋતુપર્ણના રથનું અને અશ્વોનું વર્ણન આંટી દે એવું લાગે છે.

રણયજ્ઞ જેવા વીરરસના કાવ્યમાં પણ પ્રેમાનંદ હાસ્યનું નિરૂપણ

ાં ચૂક્યો નથી. એવું સૌથી જાણીતું ઉદાહરણ કુંભકર્ણને નિદ્રામાંથી
ાડવાના રાવણના રાક્ષસપ્રયાસોનું છે :

લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણ્યે શું પામ્યો મરણ;
જળ છાંટે નવ જાગે જોધો, તાપણાં કીધાં ચોફેર.
કરે ઉપર શલ્યા પંડ મેહેલ્યા, કાનમાં ફૂંક્યા નફેરી ઢોલ;
કરોડ મેઘ શબ્દે સાદ કરે, પણ રાણો ન આપે બોલ.
સૂંઠ મરી નાસિકામાં મૂક્યાં, અજમો ચલાવ્યો નાસા માંય;
પાછો શ્વાસ મૂક્યો નિદ્રા માંહા, અજમો આકાશ ઊડ્યો.
હૃદયાં ઉપર અશ્વ દોડાવ્યા, વરાળા મહિખ માતંગ;
તો એ કુંભકરણ સૂતો નવ જાગે, સાણસે ત્રોડાવ્યાં અંગ.
નાનાવિધ ઓસડ અંજન કીધાં, ઊચળી પછાડ્યો વાર બે ચાર;
પણ અઘોરીની ઊંઘ ન ઉડે, કીધાં ઘુંટણિયાના પ્રહાર.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ રૂંધાવ્યો લંકારાય;
કપોલમાહે સર્પ અકળાયા, કાન માર્ગે નીસરી જાય.

(કડવું ૧૦)

રથની ફરતે તેઓ દોડે છે એ ચિત્ર ગમે તેવા ગંભીર પ્રકૃતિના માણસ પણ હસાવી મૂકે એવું છે :

> એ અશ્વ રાખવો ને રથ હાંકવો, ચઢી બેઠો ભૂપાળ;
> રાસ પરોણો પછાડીઓ, બાહુકને ચઢ્યો કાળ;
> "આટલી વાર લગે લજ્જા રાખી, બોલ્યો નહીં મા મૂર્ખ;
> તું આગળથી રથે કેમ બેઠો? હું પે તું શું ઉર્ય?"
> ઋતુપર્ણ હેઠો ઊતર્યો, વિવિધ વિનય કરતો;
> જય રાય પામે, બાહુક નાસે, તે રથ પૂંઠે ફરતો.
> પ્રણિપત્ય કીધું ઋતુપર્ણે, હયપતિ હઠ મૂકો;
> ઉપકારીજન અપરાધ મારો, બેઠો તે હું ચૂકો.

અને પછી બન્ને સામસામા પૈડાં પર પગ મૂકી સાથે રથ ઉપર બેસે છે. બાહુક મરવા વાંકે જીવતા અશ્વોને 'ધણીમુઆ'ની ગાળ દઈ હાંકે છે, એ ગાળ ખરી રીતે ઋતુપર્ણને દેવાઈ છે એ ખ્યાલ આવતાં ભાવક વર્ગ ખડખડાટ હસી પડે એમાં નવાઈ નથી. પ્રેમાનંદ પણ ભાવકો સાથે દમયંતીને પરણવા નીકળેલા આ સંઘને હસવા લાગે છે :

> દુર્બળ ઘોડા દરિદ્ર બ્રાહ્મણ, જોગ સારથિના જોડો;
> વૈદરભીને વરવા ચાલ્યા, ભલો ભજ્યો વરઘોડો.
> હાંકે ને હીંડે પાછા પાછા, ઝૂંસરી ક્હાડી નાખે;
> તાણી દોડે ઘર ભણી, ઊભા રહે વણ રાખે.
> પૃષ્ઠ ઉપર પડે પરાણા, કરડવા પાછા ફરે;
> પહોળે પગે રહે ઊભા, વારે વારે મળમૂત્ર કરે

ઘોડાઓનું કેટલું તાદૃશ સ્વભાવોક્તિભર્યું વર્ણન છે! નરસિંહની વહેલના વર્ણનને ય આ ઋતુપર્ણના રથનું અને અશ્વોનું વર્ણન આંટી દે એવું લાગે છે.

રણયજ્ઞ જેવા વીરરસના કાવ્યમાં પણ પ્રેમાનંદ હાસ્યનું નિરૂપણ

રતાં ચૂકયો નથી. એનું સૌથી જાણીતું ઉદાહરણ કુંભકર્ણને નિદ્રામાંથી જગાડવાના રાવણના રાક્ષસપ્રયાસોનું છે :

લક્ષ જોધા વળગી ઢંઢોળે, જાણ્યે શું પામ્યો મરણ;
જળ છાંટે નવ જાગે જોધો, તાપણાં કીધાં ચોફેર.
રૂદે ઉપર શલ્યા પડ મેલ્યા, કાનમાં ફૂંકયા નફેરી ઢોલ;
કરોડ મેઘ શબ્દે સાદ કરે, પણ રાણો ન આપે બોલ.
સૂંઠ ભરી નાસિકામાં મૂક્યાં, અજમો ચલાવ્યો નાસા માંય;
પાછો શ્વાસ મૂકયો નિદ્રા માંહ્ય, અજમો આકાશ ઊડ્યો.
રૂદયા ઉપર અશ્વ દોડાવ્યા, વરાળા મહિખ માતંગ;
તો એ કુંભકરણ સૂતો નવ જાગે, સાણમે ત્રોડાવ્યાં અંગ.
નાનાવિધ ઓસડ અંજન કીધાં, ઊચળી પછાડ્યો વાર બે ચાર;
પણ અઘોરીની ઊંઘ ન ઉડે, કીધાં ઘુંટણિયાના પ્રહાર.
વળી નાસિકા માંહે સર્પ ચલાવ્યા, વાયુ રૂંધાવ્યો લંકારાય;
કપોલમાહે સર્પ અકળાયા, કાન માર્ગે નીસરી જાય.

(કડવું ૧૦)

છેવટે કુંભકર્ણની પત્ની કહે છે :

કષ્ટ દીસે માહારો કંથ ન જાગે, એને વહાલા શ્રીભગવાન;
જગાડું હું હેલામાત્રમાં, તમો કરાવો સંગીત ગાન

રાવણના રાક્ષસઉપાયથી કુંભકર્ણ જાગ્યો નહિ, પણ પત્નીના સૌમ્ય અને મધુર ઉપચારથી તે જાગ્યો એથી જેમ કુંભકર્ણ તેની નિદ્રા માટે હાસ્યાસ્પદ બને છે તેમ રાવણ પણ ઉપહાસપાત્ર બની જાય છે.

પ્રેમાનંદનું હાસ્ય ક્યારેક જુગુપ્સાજનક અથવા હીન પ્રકારનું પણ બની જાય છે. નળાખ્યાનમાં દમયંતીએ બાહુકને તે નળ છે કે કેમ તેની ચોકસાઈ કરવા દાસીએ દ્વારા તેડાવ્યો ત્યારે તેની ભોળીઓ કહે છે:

બાઈ, આ પૂતળું કયમ પધરાવ્યું? વારુ રૂપ ને વરણુ!
કદાચ નળજી નીવડશે, રહેશે એહવું અંગ;
કોહો બાઈ, તમો આ પુરુષનો, કેમ કરશો સંગ?
(કડવું ૫૭

છેલ્લી પંક્તિમાનો નિર્દેશ જુગુપ્સાપ્રેરક છે. તે જ પ્રમાણે દશમ-સ્કંધમા વસ્ત્રહરણલીના પછી ગોપાંગનાઓ કૃષ્ણના લૂગડાં ઉતારવ તૈયાર થાય છે તે ઘટના પણ વિકૃત હાસ્ય નિપજાવે છે :

ગોપિકાએ વિચાર્યું જે, ગ્રહીએ હરિના હાથ;
શ્રીકૃષ્ણને નગ્ન કીજીએ તો, રહે છાની આપણી વાત.
વસ્ત્ર કહાડવા ગોપી ધમી .. .. ...
(કડવું ૬૭

**વીરરસ :**

'ઓખાહરણ', 'અભિમન્યુ આખ્યાન', 'રણયજ્ઞ' જેવાં આખ્યાનોમાં વીરરસનુ નિરૂપણ નોંધપાત્ર છે 'રણયજ્ઞ'મા તો વીરરસ પ્રધાન સ્થાને છે ઓખાહરણમા ઓખાના માળિયામા કોઈક પુરુષની હાજરી જાણી મંત્રી કૌભાડ તપાસ કરવા આવે છે અને અનિરુદ્ધ પકડાઈ જાય છે ત્યારે અનિરુદ્ધ ભોગળ લઈ તેનો સામનો કરવા ઉત્સાહિત થાય છે ઓખા તેને ઘણો વારે છે ત્યારે અનિરુદ્ધ કહે છે કે અહીંથી નાસવાનો તો કોઈ લાગ નથી, તો યુદ્ધ શાને ન કરવું!

કંથ કહે, ન કરું સંગ્રામ, આહા નાસાનો કુણ ઠામ?
હાવે જીવતા છૂટવું નહિ, કા ન મરીએ સામા જઈ?
નથી ઊગરવાનો ઉપાય, ત્યા તો ભય પામે શું થાય?
નાઠે લાંછન લાગે કુળમા, પ્રતિષ્ઠા જાય એક પળમા
મહુઅર વાગે ને મણિધર ડોલે, નહિ સર્પ તે જમને તોલે
વન ગાજે કેસરી દે ફાળ, ના ઊછળે તો જાણવો શિયાળ;
હાક્યો વાઘ ન માંડે કાન, નહિ શાર્દૂલ જાણવો શ્વાન;

ક્ષત્રી- નાશે દેખીને દળ, નહિ પુરુષ જાણવો વ્યંડળ.
ઘરમાં ગોઝારો રહે પેસી, જુદ્ધે ચરણ વિના રહે બેસી.
એમ કહી ઓખા અળગી કરી, ભડ ગાજ્યો ને ભોગળ લીધી.
અસુર કુળમાં જઈ ખુંદિયો, છજેથી કળિની પેરે પડીઓ.
જેમ ગ્રાહ પેસે છે જળમાં, તેમ અનિરુદ્ધ પેઠો દળમાં.
જેમ ચંદ્ર વાદળમાં, તેમ વાણિક થયો બળમાં.
ગજ- જુથમાં લઘુ કેમરી, તેમ અનિરુદ્ધ મધ્યે અરિ;
દૈત્યને આપ્યો મૃત્યુનો દા'ડો ગાજે અનિરુદ્ધ મેઘ અષાડો,
પડતામાં બહુ પડતાળ્યા, ભોગળ પ્રહારે ધરણી ઢાળ્યા

... ... ... ...

બહુ દાનવનો વાળ્યો દાટ, અનિરુદ્ધ મુકાવે વાટ;
કોઈ ઝીક્યા ઝાલીને કેશ, કોઈ ઉછાળ્યા પગની ઠેશ
કોઈને માર્યા ભોગળને ભડાકે, કોઈનાં મુખ ભાગ્યાં લપડાકે;
કોઈ અધ સરના, કોઈ પૂરા, એમ સૈન્ય કર્યું ચકચૂરા.
તે તો રણ ભયાનક ભાસે, બળ દેખી ઓખા ઉલ્લાસે;
મેં તો આવડું નો'તું જાણ્યું, ચિત્રલેખાએ રત્ન જ આણ્યું.
શોણિત સ્વેદ થયો છે દિસે, નાથ રણ રૂધિરમાં ઝીલે;
ભડ ગાજ્યો ને પડ્યું ભંગાણ, નાઠો કૌભાંડ લેઈને પ્રાણ.

1 એ પછી કૃષ્ણ અને બાણાસુરનું તેમ કૃષ્ણ અને શંકરનું યુદ્ધ પણ વીર રસનું ઉદાહરણ છે. **'અભિમન્યુ આખ્યાન'**માં અભિમન્યુ સાત કોઠા ભેદે છે તે સમગ્ર વર્ણન (કડવાં ૪૫ થી ૫૨) વીરરસના સરસ ઉદાહરણ તરીકે નોંધપાત્ર છે. રણયજ્ઞમાં ઇન્દ્રજિત અને લક્ષ્મણના યુદ્ધનું તેમજ રામ અને રાવણના યુદ્ધનું વર્ણન પ્રેમાનંદની વીર રસ નિષ્પન્ન કરવાની કલાનું સરસ ઉદાહરણ પૂરું પાડે છે. વીર રસન' વર્ણનની સાથે રૌદ્ર અને ભયાનક રસ પણ સંકળાયલા હોય છે **ઓખાહરણ**માં બાણાસુર અનિરુદ્ધ સાથે યુદ્ધ માટે આવે છે ત્યારનુ

વર્ણન તેમજ શંકર અને કૃષ્ણ વચ્ચેના યુદ્ધનું વર્ણન રૌદ્ર અને ભયાનક રસના ઉદાહરણ તરીકે ગણાવી શકાય.

અદ્‌ભુત :

પ્રેમાનંદ ભક્તિનો મહિમા અનેક રીતે ગાય છે. ભક્તિની સાથે ચમત્કારનું તત્ત્વ તો સંકળાયલું હોય છે. 'કુંવરબાઈનું મામેરું'માં અદ્‌ભુત વિપુલ પ્રમાણમા છે. નરસિંહને શંકરનુ દર્શન થયું, તેમની કૃપાથી રાસલીલાનુ થયુ તે અદ્‌ભુતનાં ઉદાહરણો છે. વેવાણે સ્નાન માટે ઊકળતું પાણી આપ્યું અને સાથ સમાવેશ તરીકે માગ્યા મેહ વરસાવી લેવા કહ્યું અને નરસિંહના મલ્હારે વેવાઈના ઘરમા પાણી ભરાઈ જાય એટલો વરસાદ થયો, લખેશરી પણ ન કરી શકે એવી પહેરામણી કરવા દામોદર દોશી રૂપે પ્રભુનું આગમન વગેરે અદ્‌ભુત રસ નિષ્પન્ન કરે છે 'મામેરું'મા અદ્‌ભુત રસ એટલા વિપુલ પ્રમાણમાં છે કે તે 'હાસ્યરસના કાવ્ય સાથે અદ્‌ભુત રસનું કાવ્ય પણ હોય એમ લાગે. ઓખાહરણમાં ચિત્રલેખા ઊંઘના અનિરુદ્ધને પલંગ સાથે દ્વારિકામાંથી ઉપાડી લાવે એ પણ અદ્‌ભુતરસપોષક ઘટના છે. નળાખ્યાનમાં હંસ માનવીની જેમ બોલે અને નળ માટે દૂત કર્મ કરી દમયંતી મેળવી આપે, દમયંતીના હાથમાનાં માછલાં દેવોના વરદાનને લીધે જીવતાં થાય, નળ અગ્નિમાથી કર્કોટકને કાઢે અને તેના દંશથી બાહુક થાય, દમયંતી શાપથી પારધીનું મૃત્યુ થાય, તાપસનો આશ્રમ ઊભો થાય અને અલોપ થાય, દમયંતીના શાપથી ટોડલો ફાટી એમાથી હાર નીકળે વગેરે ચમત્કારમૂલક ઘટનાઓ અદ્‌ભુત રસના સુંદર નમૂનાઓ છે. દશમસ્કંધમાં આકાશવાણી થવી, કૃષ્ણનો જન્મ થતાં પહેલાં વસુદેવ દેવકીને સાક્ષાત્કાર થવો, જન્મ પછી જેલના દરવાજા ખૂલી જવા, પહેરેગીરોને ઘેન ચઢવું, યમુનાએ માર્ગ આપવો, કંસે મોકલેલા સર્વ અસુરોનો બાળક કૃષ્ણથી નાશ થવો, માતા યશોદાને કૃષ્ણના મોઢામાં 'વિશ્વરૂપનું દર્શન થવું', કાળી નાગનું દમન, દૂધના દાનમાં

વગેરે ઘટનાઓ ભાગવતમાં પણ અદ્દભુત રસની છે અને પ્રેમાનંદે એને યથાતથ રીતે નિરૂપી અદ્દભુત રસને સફળતાપૂર્વક પુષ્ટ કર્યો છે.

### ૯ બીભત્સ રસ :

જુગુપ્સા ઉત્પન્ન કરનાર વર્ણનથી બીભત્સ રસ નિષ્પન્ન થાય છે. નળાખ્યાનમાં બાહુકનું વર્ણન અને વર્તન, રણયજ્ઞમાં કુંભકર્ણના પેટનું વર્ણન, ઇન્દ્રજિતના યજ્ઞમાં વિઘ્ન નાખતા વાનરોનું વર્તન, જુગુપ્સાકારક હોઈ ત્યાં બીભત્સ રસ નિષ્પન્ન થાય છે.

### ૧૦ ભક્તિરસ :

કેટલાક મીમાંસકો ભક્તિને પણ રસ તરીકે ગણે છે. સાહિત્યમાં ભક્તિ એક ભાવના તરીકે આવે છે કે રસત્વની કોટિ પ્રાપ્ત કરે છે એ પ્રશ્ન ચિંત્ય વિષય છે. મધ્યકાલીન આખ્યાનકારો મુખ્યત્વે ભક્તિભાવના ગાયકો હતા. નરસિંહ મીરાં વગેરે કવિઓની રચનામાં શૃંગાર કરુણ વગેરે રસનુ નિરૂપણ ભક્તિભાવને પોષક હોય છે. તેમ પ્રેમાનંદના મોટા ભાગનાં આખ્યાનો પણ ભક્તિનો મહિમા ગાય છે. એમાંનું રસનિરૂપણ ભક્તિનો મહિમા વધુ સ્ફુટ કરવા માટે હોય છે. સુદામાચરિત' 'કુંવરબાઈનુ મામેરુ' જેવા આખ્યાનોના ભક્તિ રસ કરતાં વિશેષ છે. ત્યાં તો તે મુખ્ય આલેખનવિષય છે. 'કુંવરબાઈનુ મામેરું' હાસ્યનુ કાવ્ય છે કે ભક્તિનું કાવ્ય છે એ પ્રશ્ન ઉપસ્થિત ન થવો જોઈએ. કારણ એ કૃતિમાં ભક્તિ વસ્તુવિષય છે, નરસિંહ જેવા ભક્તોની વિડંબના કરનાર નાગરોને ઉપહાસપાત્ર બનાવી પ્રેમાનંદ કેવળભક્તિનો મહિમા વધારે છે. એથી કરીને કૃતિની હાસ્યપ્રધાનતા અને ભક્તિપ્રધાનતા વચ્ચે વિરોધ ઊભો થતો નથી. રસદષ્ટિએ તે હાસ્યપ્રધાન છે. વસ્તુ દષ્ટિએ તે ભક્તિપ્રધાન છે. સુદામાચરિત પણ એ રીતે ભક્તિમાનુ હાસ્યરસપ્રધાન કાવ્ય છે કે ભક્તિનું એવી ચર્ચા ક્યારેક ઉપસ્થિત કરવામાં આવે છે. પરંતુ એ રચના મૂળભૂત રીતે ભક્તિ ની છે. મૈત્રી તો નવધાભક્તિનો એક પ્રકાર છે એ મુદ્દો ખ્યાલ બહાર ન રહેવો ઘટે.

દશમસ્કંધ ભાગવતધર્મ—ભક્તિધર્મનું સમર્થ પ્રબોધક કાવ્ય છે. પ્રેમલક્ષણા ભક્તિનો બોધ ભાગવતના આ સ્કંધમાં જોવા મળે છે.

**વાત્સલ્ય :**

વાત્સલ્યને એક જુદા રસ તરીકે ગણવામાં આવે છે. નળાખ્યાનમાં બાળકોને મોસાળ વળાવતાં દમયંતીનો વિલાપ અને દશમસ્કંધમાં દેવકી અને જશોદાનો વિલાપ જેમ કરુણનાં ઉદાહરણો છે તેમ વાત્સલ્યનાં પણ છે. દશમસ્કંધમાં વાત્સલ્ય જુદા પ્રકારે પણ મળે છે. કૃષ્ણના જન્મ પછી દેવકી પુત્રનું મુખ જોઈને, જન્મ પહેલાં પ્રભુએ સાક્ષાત્ પ્રગટ થઈને આપેલું જ્ઞાન ભૂલી જાય છે. પુત્ર ઉપર તે અથાગ વાત્સલ્ય વરસાવે છે :

... ... ...દેવકીએ પુત્ર ઓછંગે લીધો;
તનવદન જોઈ મન ફૂલી, જ્ઞાન શિખામણ ગઈ ભૂલી.
ચુંબન આલિંગન માત કરતી, સ્તન અગ્ર વદનમાં ધરતી.
પયપાન શીખવે છે માડી, મુખમાંથી સ્તન નાખે કહાડી.
દેવકી કહે સાંભળીએ સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી.
હસે નયણાં ઉઘાડી જોતો, દીસે ડાહ્યો શે નથી રોતો.
(કડવું ૧૩)

કૃષ્ણ એક માસના થતા ચાર સૌભાગ્યવતીઓ તેને ઝોળીએ પહોઢાડવાનો સંસ્કાર કરે છે ત્યારે ગોપીઓ જે હાલરડું ગાય છે તેમાં વાત્સલ્યરસ સાથે અધ્યાત્મદર્શન પણ કવિએ આપી દીધું છે :

ઝોળીએ ઝૂલો કાન ગોવાળા, વ્રજની બાળા ગાય
...હાલો હાલરું.
તમે ઠમકે ચાલો નંદજીને વારણે, બારણે જાય માતા જશોદા
...હાલો હાલરું.
ઉત્તર વય બધાયાં પારણાં ઘરમાં,
કાંઈ બારણાં ઉઘાડાં નંદરાયનાં
...હાલો હાલરું.

સંસાર હિંડોળો બાંધ્યો રે બ્રહ્મ,
કાંઈ કર્મે હીંચે કોટિ જીવડા રે.
...હાલો હાલરું.

શંકર બ્રહ્મા જોગી રે ઝૂલ્યા,
ભૂલ્યા મહોટા મુનિ રે.
...હાલો હાલરું.

આવાગમન હિંડોળે રે હીંચે,
ન પ્રીછે પ્રાણી માયા મળ્યા.
...હાલો હાલરું.

જગત ઝુલાવ્યું સોંપી કર્મને,
તે બ્રહ્મને ઝુલાવે વૃજસુંદરે રે.
...હાલો હાલરું.

(કડવું ૨૫)

ગોપીઓ કૃષ્ણનાં તોફાનો વિશે જશોદા પાસે ફરીયાદ કરે છે ત્યારે જશોદાને પુત્રનો દોષ વસતો નથી, તે તો કહે છે કે તે મારાથી એક ઘડી અળગો થતો નથી, તો તેનો દોષ હું કેમ માનું? ગોપીઓ એકવાર કૃષ્ણને માખણની ચોરી કરતાં પકડી પાડે છે અને ઓરડામાં પૂરી જશોદાને બોલાવવા જાય છે. પરંતુ બારણું ઉઘાડતાં ત્યાં કૃષ્ણને ન જોતાં માતા જશોદા પુત્ર પર ખોટું આળ ચઢાવવા માટે ઘોખો કરે છે—કહ્યાં છે મારો બાળ ગોપી, ફોગટ ચઢાવો આળ ગોપી–તે પણ વાત્સલ્ય રસનું ઉદાહરણ છે. જશોદા પણ પુત્રના તોફાનથી વાજ આવી ગયાં છે. પુત્રને તે ખાંડણિયા સાથે બાંધે છે ત્યારે તો પડેલાં ક્રિયાઃ કરતી ગોપાંગનાઓનું અંતર પણ દ્રવી જાય છે. તે સૌ જશોદા પાસે દોડી આવે છે, કૃષ્ણે જે કાંઈ નુકસાન કર્યું હોય તે પોતે ભરી દેવા તૈયાર થાય છે અને કૃષ્ણને છોડવા વીનવે છે તે પણ વાત્સલ્ય ભાવે.

ગોપાંગના સહુ માગે માન, અમ કને લ્યો જે થયું હોય જાન;
એટનું મહી તો સૌને મળે, શું બાંધ્યો બાળક હાંખળે.

નથી ગોરસ પુત્ર પે' ઘણું, કોએક પુણ્યે મા દીકરો જણે;
અમૃત ઘડો બાળકથી ઢળે, શું બાળક બાંધ્યો ઊખળે.

... ... ... ...

ખૂંચે દોરડાં, પડિયા પાશ, મોટી મીરાંત ઢોળાઈ છાશ;
બાઈ છોડો અમારું મન ઊકળે, શું બાંધ્યો બાળક ઊખળે.

... ... ... ...

છોડો પુત્ર એ અમને પાડ, એક જ એકનાં પહોતાં લાડ;
ઘણા હેતથી બાળક છળે, શું બાંધ્યો બાળક ઊખળે.

(કડવું ૩૦)

**રસસંક્રાંતિ :**

એક રસમાંથી બીજા રસમાં રસભંગ થયા વિના સંક્રમણ કરવાની પ્રેમાનંદની શક્તિ અનન્ય છે. એક રસની ઘટના પછી બીજા રસની ઘટનાનું નિરૂપણ કરવું એ તો સરળ છે, પરંતુ ભાવક વર્ગને રસના પલટાની ખબર ન પડે, છતાં પલટાયનો રસ તે માણી શકે એ પ્રકારનું નિરૂપણ તેની વિશેષ લાક્ષણિકતા છે. રસસંક્રાંતિ થાય ત્યારે એક રસની અનુભૂતિમાંથી બીજા રસની અનુભૂતિમાં ભાવકનું ચિત્ત સંક્રમણ કરે પરંતુ નવો રસ પૂરો નિષ્પન્ન થઈ જાય ત્યાર પછી તેને ખબર પડે કે આ તો એક રસ પછી બીજા રસમાં હું ડૂબકી મારી આવ્યો એમાં પ્રેમાનંદની રસસંક્રાંતિની કલાની સિદ્ધિ છે એમ કહેવું બહુ યોગ્ય નથી. કવિ એક રસમાંથી બીજા રસમાં ભાવકને સંક્રમણ કરાવી જાય અને તેને તેની ખબરે ય ન પડે તો તેણે એ રસ માણ્યો એમ કેમ કહી શકાય? પ્રેમાનંદની રસસંક્રાંતિની સિદ્ધિ તો એ છે કે બે રસ વચ્ચેનો સંબંધ સાંધણનો નહિ પણ પ્રવાહિતાનો છે. તેના આખ્યાનના ભિન્ન ભિન્ન રસો એકબીજા સાથે કડીના સંબંધથી સંકળાયેલા નથી. અહીં રસનો પલટો ચિત્રના પલટા જેવો નથી. અહીં વિવિધ રસના નિર્ઝરોનું એકમાંથી બીજામાં નિર્વહણ છે. એક મુખ્ય રસનો પ્રવાહ વહેતો હોય, તેમાંથી બીજા રસનું વહેણ નીકળે, તેમાંથી વળી વહેણ

એમ રસનો ઉદ્‌ભવ થતો રહે છે. એક રસ પછી બીજા રસની નિષ્પત્તિ માટે નવા વિભાવાદિ શોધવા તેને પ્રયત્ન કરવો પડતો નથી. એક રસની ઘટનામાં જ બીજા રસના વહન માટે વિભાવાદિની સામગ્રી તૈયાર હોય છે. એથી એનું સંક્રમણ સહજ, સરળ અને આયાસ વિનાનું બને છે. એનું એક ઉદાહરણ નળાખ્યાનમાંથી જોઈએ : નારદે દમયંતીના રૂપનાં વખાણ કર્યાં. નળમાં રતિભાવ જાગે છે, વિપ્રલંભ શૃંગાર નિષ્પન્ન થાય છે. અનંગ શમાવવા તે વનમાં જાય છે તો તે વધુ ઉદ્દીપિત થાય છે :

રંભન ચૂંબન કરે કેળને........અને સરોવરમાં સુવર્ણ કમલિની જોઈ તેને દમયંતી સાંભરે છે વિપ્રલંભની આ ઉત્કટ અવસ્થાનું નિરૂપણ કરી ત્યાં હંસને લાવે છે. અહીં વિપ્રલંભ શૃંગાર વિસારે પડતો નથી. આ કનક હંસને પકડી, પાળી દુઃખના દહાડા કાઢવાનો નળનો ઈરાદો છે અને તેથી તે હંસને પકડે છે. વિપ્રલંભ શૃંગારના જ્વાલામુખ વિરહમાંથી કંઈક રાહત મેળવવાની આતુરતા, તેના ઉપચાર રૂપે આનંદનું આલંબન હંસ અને તેનું બંધન, તેમાંથી કવિ નિષ્પન્ન કરે છે હંસનો કરુણ. નળના વિપ્રલંભમાંથી હંસનો કરુણ નિષ્પન્ન થાય છે અને તેથી જ તે માણી શકે છે.

રૌદ્ર રસ નિષ્પન્ન થાય છે. કૌભાંડના હોંકારા સાંભળી અનિરુદ્ધ યુદ્ધ માટે ઉત્સાહિત થાય છે અને રૌદ્રમાંથી વીર રસનું વહેણ ફૂટે છે. કૌભાંડને હરાવનાર પોતાના નાથ પિતા સામે કેમ ટકી શકશે એ વિચારે ઓખા રુદન માંડે છે—મારા સ્વામી ચતુર સુજાણ, બાણુદળ આવ્યું રે, જાદવજી—અને વીરમાંથી કરુણ નિષ્પન્ન થાય છે. આમ આ સર્જનની આરંભકાળની રચનામાં પણ પ્રેમાનંદ રસસંક્રમણની કુશળતા દાખવી જાય છે.

'કુંવરબાઈનું મામેરું'માં પ્રારંભમાં શંકરનાં અને રાસલીલાનાં દર્શનનો અદ્‌ભુત રસ છે. એમાંથી વસ્તુપ્રવેશ કરીને કવિ કુંવરબાઈની સાસુના વચનો દ્વારા દુનિયાદારીની દૃષ્ટિએ નરસિંહની ઉપહાસપાત્રતા બતાવી કવિ તેની વહેલના વર્ણનમાં હાસ્યનો પૂરો વિસ્તાર કરી નરસિંહને આપેલા ઉતારા સુધી તેની બરાબર જમાવટ કરે છે. ત્યાં પિતાને મળવા આવતી કુંવરબાઈ વાંકાબોલી નણંદના પિતા માટેના વચનો સાંભળી છેડાઈ જાય છે. તેના રૌદ્ર રસના આછા ચમકાર પછી સાસરિયાનાં મહેણાં, જ્ઞાતિ જનોનો ઉપહાસ, પિતાની વ્યવહારશૂન્યતા અને અકિંચન અવસ્થા તેમજ માતાની ખોટ એ સર્વ કારણે નીપજતા કુંવરબાઈના વિષાદમાંથી કવિ કરુણની નિષ્પત્તિ કરે છે. દશમસ્કંધમાં કૃષ્ણના તોફાનથી જશોદા તોબા પોકારી જાય છે. તેને ક્રોધ ચડે છે અને રૌદ્ર રસ નિષ્પન્ન થતો લાગે છે. કૃષ્ણને શિક્ષા કરવા જશોદા તેની પાછળ દોડે છે. આગળ કૃષ્ણ અને પાછળ જશોદા દોડે છે, ત્યારે હાસ્ય નિષ્પન્ન થાય છે. કૃષ્ણ પોતે પોતાની મેળે લાવી પકડાઈ જાય છે અને ખાંડણિયા સાથે બંધાય છે તે પહેલાં બાંધવાના દોરડાં ખૂટે છે ત્યારે પણ હાસ્ય સાથે અદ્‌ભુત રસ નિષ્પન્ન થાય છે. એમાંથી બાળક કૃષ્ણ તરફ અનુકંપા દાખવતી ગોપીઓ તેને છોડાવવા જશોદાને વીનવવા આવે છે તે સાથે વાત્સલ્ય નિષ્પન્ન થાય છે. એ જ ઘટના આગળ વધે છે. જશોદાનો ક્રોધ કૃષ્ણ ઉપરથી તેની વહારે આવેલ ગોપીઓ ઉપર પણ ઊતરે છે અને રૌદ્રનો સ્પર્શ કાયમ રહે છે. યમલાર્જુન વૃક્ષો તૂટી જાય છે ત્યારે અદ્‌ભુત નિષ્પન્ન થાય છે. આમ રસની અખંડ પ્રવાહિતા જળવાય છે.

## ૬

## પાત્રાલેખન–માનવસ્વભાવદર્શન

પ્રેમાનંદની આખ્યાનકલાની સિદ્ધિ જેમ તેની રસ-
ણની આગવી શક્તિમાં છે તેમ તેનો વિશેષ માનસ્વભાવના
પણમાં છે પ્રેમાનંદ માનવહૃદયનો અભ્યાસી છે માનવસ્વભાવની
ન લાક્ષણિકતાઓનો તે જાણકાર છે પુરાણનાં પાત્રોને તે યથાવત્
વા નથી. પુરાણનાં જીર્ણ લાગતાં પાત્રો તેની પ્રતિભાસંજીવનીએ
વન પામતાં હોય તેમ લાગે છે અલબત્ત, તેનાં આખ્યાનોનો
ણે વિચાર કરીએ તો તેની પાત્રસૃષ્ટિમાં વૈવિધ્ય ન લાગે, કોઈ
વિશિષ્ટ વ્યક્તિપ્રતિભાવાળું ન લાગે, છતાં તેનાં પાત્રો સંપૂર્ણ
પાત્રો લાગે છે એ તેની વિશિષ્ટતા છે પ્રેમાનંદની સર્જકતાની
તેનાં પાત્રની ઉદાત્તતામાં કે હલકાપણામાં નહિ પરંતુ તે પાત્રના
ભાવપૂર્ણ ચિત્રણમાં, માનવસ્વભાવની ઋજુ અને રુક્ષ બાજુઓના
નમાં રહી છે ક્યારેક તે પોતાનાં ઉદાત્ત પાત્રોને ગ્રામ્ય કક્ષાએ
ઉતારતો હોય છે, તેની પાછળ લોકરંજનનો પ્રધાન હેતુ હોય છે
પાત્રોના વર્ણનમાં એકવિધતા આવે છે સ્ત્રીપુરુષના વર્ણનમાં પણ
સામ્ય જણાય છે કારણ તે પરંપરાગત નિરૂપણરીતિથી મુક્ત
ઈ શક્યો નથી સૂક્ષ્મ હૃદયભાવ આલેખવામાં હૃદયના સંઘર્ષો
વામાં તે સવિશેષ પ્રયત્નશીલ નથી કારણ, કદાચ તેને પોતાના
ઓની કક્ષાનો ખ્યાલ રાખવો પડતો હશે આમ છતાં, વિના
પણ તેનાં આખ્યાનોમાં સૂક્ષ્મ ભાવસંવેદન આવ્યાં વિના રહી
નથી માનવસ્વભાવના ચિત્રણમાં અને માનવહૃદયનાં સંવેદનના
ણમાં તે તેના સમયના અન્ય કવિઓની અપેક્ષાએ વધુ સફળ
છે ચંદ્રહાસ, સુધન્વા, પ્રહ્‌લાદ કે નરસિંહ જેવો અનન્ય ભક્ત;
વિદુરા કે ઉત્તરા જેવી ગ્રાતશીલના મુગ્ધા, દેવકી કે યશોદા જેવી
, રુક્મિણી કે દમયંતી જેવી પતિપરાયણા, કુંવરબાઈ જેવી નમાઈ

દીકરી; જમાનાની ખાધેલ સાસુ, વડસાસુ કે વઢકાણી નણંદ; સાહવાળો અનિરુદ્ધ કે અભિમન્યુ; રામાયણ કરતા અલૌકિક તેમ લક્ષ્મણના મૃત્યુ સમયે રામાયણ કરતા વધુ માનનીય લાગતા ૮૫, ૮૯ અને ત્યાગની મૂર્તિ શો ધીરોદાત્ત નળ, ઢોલાક કે ( જેવો ખટપટી કારભારી તેમ સરળ હૃદયનો સુગામા એ સર્વ બાહ્ય વર્ણન નહિ પણ તેમનુ વર્તન, તેમનુ સંવેદન તેમની કવિની પાત્રસૃષ્ટિમા રહેલા આતરિક વૈવિધ્યને પ્રગટ કરશે અને માનવસ્વભાવની પરીક્ષણ શક્તિનો પણ ઠીક ઠીક પરિચય આપશે

પ્રેમાનંદના પાત્રાલેખનની મહત્ત્વની ખાસિયત તે પા ગુજરાતીપણુ. તેના પાત્રો પહેરવેશ, વાણી અને વર્તનથી ગુજરાતી તેમ લાગે મામેરુ'માના દામોદર દોશી અને કનળા શેઠાણી નાનાલાલ કવિએ નોધ્યુ છે તેમ, "જાણે હરિભક્તિવાળા વડોદર ના નગરશેઠ શેઠાણી સંગાથે પધાર્યા હોય ને" એવા લાગે પ્રેમાનંદના નદજશોદા પણ ગુજરાતી છે પુત્રને નદજશોદાને સો પેલા કાઈ ને સાક્ષી રાખતા પતિને સૂચવતી દેવકી અથવા ઋતુપ: લીલે તોરણે પાછા ફરવા જેવુ ન લાગે માટે દમયતીની ભત્રીજી ર લગ્ન ગોઠવતો નળ પણ ગુજરાતના વ્યવહારુ સ્ત્રીપુરુષો જ છે પાત્રોની આજુબાજુનુ વાતાવરણ અને રીતરિવાજો પણ તેણે ગુજરાતના આલેખ્યા છે; એથી જાણે ગુજરાતી સમાજ તેના આખ્યાનો ખડો થાય છે

સ્વ. નાનાલાલ કવિએ કહ્યુ છે કે Premand is the m typical Gujarati of Gujaratis

પ્રેમાનંદના પાત્રો તેના શ્રોતાવર્ગને સજીવ, સમાજમા જ તેમની વચ્ચે જ રહેતા હોય તેવા, ગુણદોષથી મુક્ત, અતિમાનવ કક્ષાથી ઊતરી, સ્વાભાવિક માનવસૃષ્ટિમા વિહરતા લાગતા હશે; તેથી, પાત્રો ( સંવેદનોમાં ક્યારેક પોતાની સંવેદનાની અભિવ્યક્તિ પણ જો

અને એથી ભાવનું સાધારણીકરણ પણ અત્યંત સ્વાભાવિક તું હશે.

પ્રેમાનંદનાં આખ્યાનોમાં નળાખ્યાન એક તો તેનાં પાત્રોમાં ી શ્રેષ્ઠ છે. આ પ્રજાવત્સલ રાજવી, પોતાને યોગ્ય કોઈ કન્યા વિધિએ ર્ નથી માની, કુંવારો હતો. પરંતુ નારદને મુખે દમયંતીના ૌકિક સૌન્દર્યનાં વખાણ સાંભળી, પ્રથમ શ્રવણે જ તેના પ્રેમમા પડે વિરહજ્વરમાંથી મુક્તિ મેળવવા કનકહંસને પકડી, પાળવાનો ાર કરે છે. એ કનકહંસ પોતાને જીવતદાન આપવાના બદલામાં ર્મ કરે છે. નળ અને દમયંતી એક બીજા માટે ભારે આકર્ષણ ુભવે છે. દેવો પણ દમયતીને વાંછે છે અને નળને જ પોતાના દૂત રીકે દમયંતી પાસે મોકલવાનો પેંતરો રચે છે. નળ સત્યવ્રતી છે. ાના પ્રેમને ભોગે પણ દેવોને આપેલા વચનથી બંધાઈને દેવોનું ર્મ કરે છે; એટલું જ નહિ, દમયંતી આગળ પોતાનુ ભૂંડું બોલી, નુ મન દેવો તરફ વાળવાના બધા જ પ્રયાસો કરી છૂટે છે[1] ામારસભરના ઉમાને નાસીપાસ કરવાનો પ્રયાસ કરતા બ્રહ્મચારી-વેશધારી શંકર જેવો આ નળ કેટલો ઉદાત્ત છે! સ્વયંવરમાં પણ નળ આવતા તેની ધાક બેસી જાય છે.[2] દેવો તેનું જ સ્વરૂપ ધારીને પોતાની લઘુતા પ્રગટ કરે છે, તો પણ નળ તેમનો ભાડો ફોડવાનો કોઈ પ્રયાસ કરતો નથી

છેવટે દમયંતી દેવોને પોતાના પિતા તરીકે ઓળખાવે છે ત્યારે દેવો શરમાઈને સાચા નળને ઓળખાવા દે છે. સ્વયંવરમાં દેવોનાં વરદાન પામેલો નળ કળિની ઈર્ષાનો ભોગ બને છે. કળિની પ્રેરણાથી પુષ્કર નળને દ્યૂત રમવાનુ આહ્વાન આપે છે. જુગાર અનર્થનું મૂળ છે એમ જાણવા છતાં, નળને રમવું પડે છે અને કળિના કપટથી તે હારે છે. શરત પ્રમાણે નળ વનવાસ માટે પ્રસ્થાન કરે છે.

---

૧. જુઓ કડવુ ૨૧. કડી. ૧૯ થી ૩૧; કડવું ૨૨, કડી ° થી ૫.
૨. [illegible] સ્વયંવરમા [illegible] ધાક, એ નળ [illegible]

દમયંતીને પિયર જવાનું કહે છે પણ તે તો 'દેહની છાયા'ની જેમ તેને અનુસરે છે બાળકોને મોસાળ વળાવી, બન્ને માટે પ્રસ્થાન કરે છે ત્યારે પુષ્કરના હુકમથી નગરજનો આ પ્રજાપ્રિય રાજાને પાણી પણ પાઈ શકતા નથી અને દરવાજા બંધ કરી દે છે. કલિ વનમાં પણ આ પુણ્યશ્લોકનો પીછો છોડતો નથી મહામહેનતે નળ નળ એક માછલાં પકડી લાવી દમયંતીને આપે છે અમૃતસ્રાવી કરના વરદાનથી માછલાં સજીવન થઈને પાછાં પાણીમાં કૂદી પડે આ ઘટનાથી દમયંતી ગભરાઈ જાય છે સ્વામીને શો ઉત્તર આપવો તેને સૂઝતું નથી કે લગ્ન સમયે તેને મળેલા વરદાનની વાત તે પણ ભૂલી ગઈ હશે? એ વરદાનની વાત પતિ માનશે નહિ અને ભૂખથી રહેવાયું નહિ માટે પોતે માછલાં ખાધાં છે એવી કબૂલાત કરે છે દમયંતીને કદાચ વરદાનની વાત પતિ માનશે કે તે વિશે આશંકા થાય પરંતુ નળ પણ તેની હા ભરીમાં જ અને તે વરદાનની વાત ભૂલી ગયો?

જે દમયંતી દેવોને અને સ્વર્ગના સુખને ભૂલીને તેને વરી તેને ભૂખીને ક્ષુધાતૃપ્તિ કરે એમ કેમ માની શકાય? દમયંતી પ્રત્યે નળનું આ વર્તન ઘણું આઘાતક છે[1] પ્રેમાનંદ ગમે તેવા ઉ[illegible][1]

1 હું ક્ષુધાતુર ફરીને આવ્યો, રઝળ્યો પાણી માહે
દે દ દોડ ચરચ્છ ભોજન કીજે, હાય, પાપણી કર્યાં રે!
રદે ફાટતે બોલ્યા રાણી પડે આંસુ મોતી દાણા,
'ક્ષુધા પાપણીએ મચ્છ ભક્ષ્યા, મે નવ રહેવાયું રાણા
નળ કહે હું સે શિખામણ દીધી, જ્યારે વિદાય પધો આપ્યા,
એક દ્યૂત ન રમવું બીજો ન કરવો નારીનો વિશ્વાસ
બે વાના વાર્યા તે કીધાં હાથે દુખ લીધું માગી
હું ભૂખ્યો ને તે ગરચ્છ ખાવા શું આગ પેટમાં લાગી?
દમયંતી હા હા કરે જાણે સમ ખાઉ શાને,
સજીવ થયા ને ઊડી ગયા, કહું તો રાય તે નવ માને
(કડવું ૩૨

પણ ક્ષુદ્ર કથાએ ઉતારી દે છે તેમ અહીં નળના વિષયમા પણ બન્યુ છે પરતુ નળનુ આ પ્રકારનુ વર્ણન અસ્વાભાવિક નથી દમયતીને પોતાના વરદાનની યાદ છે પણ રાજા તે માનશે નહિ એ ભયે તે કહેતી નથી બીજી બાજુ આટના ભારે દુ ખમા અને તે પણ ત્રણ દિવસની ભૂખ પીડતી હોય ત્યારે મનુષ્ય કિંકર્તવ્યમૂઢ બને એ સ્વાભાવિક છે કલિના પ્રભાવ નીચે તે વધુ સ્વાભાવિક બને છે ભૂખ સમાવવા દમયતી પાણી પીએ છે તો નળને લાગે છે કે તેણે માછલા ખાધા છે માટે પાણી પીએ છે તે મહેણા મારતો જાય છે અને આગળ વધતો જાય છે બે માર્ગ આવતા નળ દમયતીને તેના પિયેરનો રસ્તો બતાવી દે છે અને મહેણુ મારે છે કે ત્યા પેટ ભરીને જમજે[1] દમયતી આ વખતે વરદાનની યાદ આપે છે પરતુ કવિ કહે છે તેમ 'કળિના પ્રભાવથી નળ તે માનતો નથી'[2] એકવાર દમયતી એમ કહે કે તેણે મત્સ્ય ખાધા છે અને બીજીવાર કહે કે દેવના વરદાનથી સજીવન થઈ પાણીમાં પડી ગયા છે તો નળે કઈ વાત માનવી? પહેલી વાત કહી તે શુ મજાક રૂપ હતી? કળિ બગલાનુ રૂપ લઈ નળનુ એકનુ એક વસ્ત્ર પણ લઈ જાય છે અને બન્ને પતિપત્ની એક જ વસ્ત્ર અર્ધું અર્ધું પહેરે છે નિદ્રાવશ બનેલી દમયતીને જોઈ નળને એકવાર અનુકપા થાય છે તો બીજીવાર નફરત ઉપજે છે અને કોક વેળા તે પોતાનો પણ આહાર કરી જાય એવી આશકા ઉદ્ભવે છે[3] તે દમયતી જાગી ન જાય એવી રીતે

---

૧ માહારા સગ તુને નહીં ગમે, માહિયરમા પેટ ભરીને જમે
( કડવુ ૩૩ ૪ )

૨ ફોગટ હું પર કરો છો રીસ, અજુગત આગ ચડાવો શીશ
દેવતાનુ મુજને વરદાન કા એ નથી જાણતા રાજાન?
હુની વાત કામિનીએ કહી કળિયોગે માની નહિ
( કડવુ ૩૩ ૫, ૬ )

૩ શા પ્રીત છેહ દીધો જોગીએ, હુ વિના ગાઢ ખાધા એ ગીએ
ચલિત મન એનુ નિરધાર કે ક્ષુધે ખાશે મુજ આહાર
( કડવું ૩૩

'છોરૂ ફાડી'ને જતા રહેવાનો નિર્ધાર કરે છે. સાત ડગલાં આગળ વધે છે દમયંતીની પ્રીત સાંભરે છે અને પાછો વળે છે ભાગવાની ધગશ સાંભરવાથી ફરી જવા જાય છે એમ સાત સાત વાર દમયંતીને છોડી જવાનો પ્રયાસ કરે છે, છેવટે કલિનો અને આ રાજાનો પણ પ્રભાવ બળવત્તર નીવડે છે રખેને પાછા ફરવાનું મન થઈ જાય એ ભયે એકી શ્વાસે સવાર પડે ત્યાં સુધી દોડ્યા જ કરે છે.[1] સવારે તે શું કરી બેઠો તેનું ભાન થતાં તે વિલાપ કરે છે અને ભોંય પર પછડાય છે* રાંક સ્વભાવની દમયંતી વનમાં ફાટી મરશે, સ્વયંવરમાં આવેલા અન્ય

---

૧ ગયો ડગલાં સાત જ ભરી, પ્રીત શ્યામાની સાંભરી,
નળ વિમાસણ મનમાં કરે, એકલડી એ ફાટી મરે
વર્યો હું દેવતા પરહરી, વળી વનમાં સાથે નીસરી,
એનો મોહન આ માનુની, કેમ વેદના સહેશે વનની?

કલિ તાણે બાર વન તણી, પ્રેમ તાણે દમયંતી ભણી,
વિચાર વિચાર નિધિમાં પડ્યો, આવતજાવત હિંડોળે ચડ્યો
સાતવાર આવ્યો ફરી ફરી, તજી ન જાય સાધુ સુંદરી,
અબળ બળ કળિનું થયું, પ્રેમબંધન તૂટી ગયું
..
જેવું પવનનું રે અન્ન તેહવી માહારે એ સ્ત્રીજન,
કો સમે મુજને મારે નેટ, હુએ વહાલું એહેને પેટ
એવું કહીને મૂકી દોટ, ઉવાટે દોડ્યો સાગોટ,
તારા લગી ધાયો ભૂપાલ, રહ્યો જહાં થયો પ્રાતઃકાલ
( કડવું ૩૩ : ૩૨ )

* નળ જળ નયણે ભરે ને, કરે વિવિધ વિલાપ,
વ્યાકુળ અંગ પોતાતણું, અવનિ પછાડે આપ
વૈદર્ભી વામા, રંક રામા, એકલડી વન અરણ્ય,
ભય ધરશે ને ફાટી મરશે, જીવ્યાની વળી અવશ્ય
નહીં મળે ફરી કોકિલાસ્વરી, શો ઉપન્યો વિખવાદ?
મન ગમયંતી, બોલ દમયંતી, નળે માંડ્યો સાદ

ઃ આ વાત સાંભળી આનંદ પામશે એવા અનેક વિચારોથી અને
ંતીના ગુણગ્રામના સ્મરણથી તેનો વિષાદ ઉત્કટ બને છે. પોતે
ડે મામૂલી વાતથી છેડાઈને છેહ દીધો છે એ વિચારે હૃદયનો
શ્ચાત્તાપ વધુ તીવ્ર બને છે. આમ ક્ષણિક આવેશમાં આવી દમયંતીનો
ાગ કરી બેસતો નળ મૂળભૂત રીતે તો તેને માટે હૃદયનો શુદ્ધ સ્નેહ
ારવે છે.

કર્કોટક નાગને અગ્નિની બહાર કાઢતાં તેને ધરમ કરતાં પણ ધાડ
ડે છે. તેના દંશથી તે બિહામણો અને કદરૂપો બની જાય છે.

બાહુકનું રૂપ ધરીને નળ અશ્વપાલ તરીકે ઋતુપર્ણને ત્યાં રહે છે.
ાકરીએ રહેતાં પહેલાં તે શરત કરે છે કે અશ્વપાલન સિવાય બીજું
ંઈ નીચું કામ નહિ કરે, સેવક તરીકે પોતાને ઓળખાવશે નહિ
અને રાજાને પણ નમશે નહિ. આવી વિચિત્ર શરતો છતાં અશ્વમંત્ર
તેની પાસે હોવાથી રાજા તેને રાખી લે છે. રોજ સૂતાં પહેલાં નળ
એક શ્લોક[1] બોલે છે, આવા કદરૂપા અને બિહામણા બાહુકને પણ

> વિશ્વમોહિની, સુષ્ટિદોહિની, સુન્દરી સુજાણ;
> વિરહિણી વલ્લભ, દર્શન દુર્લભ બોલ પિયુના પ્રાણ.
> ... ... ... ...
> દણુધ આવી, વાત ભાવી, અન્ય અલ્પ દીધો છેહ.
> ... ... ... ...
> દોહેલે પામી ગજગામી, દેવ ગયા નિર્મુખ;
> સ્વયંવર—સાથ સાંભળી વાત, સર્વ પામશે સુખ.
>
> ( કડવું ૩૪ : ૧-૯. )

૧. आतपे धृतिमता सह वध्वा, यामिनीविरहिणा विहगेन ।
सेहिरे न किरणा हिमरश्मेर्दुःखिते मनसि सर्वमसह्यम् ॥
( કિરાતાર્જુનીયમ્ )

દલપતરામે કરેલો અનુવાદ :
જે ચકવાક દિવસે વહુ સાથ રાખે, તે સંગ રંગ રમતાં રવિતાપ સાંખે;
રાતે વિજોગ, પણ ચંદ્રપ્રકાશ ખૂંચે, જો દુઃખ હોય દિલમાં કશું યે ન રુચે.

કોઈ પ્રિયતમાનો વિયોગ? એ વિચારે પડોશીઓ તેની ઠેકડી ઉડાવે છે.

બીજી તરફ દમયંતીએ મોકલેલા, ટહેલિયાના વેશમાં નળની કરતા કુલપુંગહિત સુદેવને દમયંતીએ કહેલી સમસ્યા[1]નો ઉત્તર[2] આપે છે. હજુ યે નળના મનમાં દમયંતીએ મત્સ્ય ખાધા વિશે આશંકા ઘર કરી રહી છે એથી, સમસ્યા છોડતા કહે છે કે "જે જાણીને વહોર્યું હતું તે તો કાચ નીવડ્યો છે; જે સ્ત્રી પતિ કરતા વહાલું ગણે એને તો તજવી જ જોઈએ." સમસ્યાનો ઉત્તર આપ નળ જ છે એ વિગે દમયંતીને શંકા રહેતી નથી અને તે એક ઋતુપર્ણને એક રાતમાં જ સ્વયંવર માટે આવી પહોંચવાનું નિમં મોકલે છે. એક જ રાતમાં વિદર્ભ દેશ પહોંચવાનું હોવાથી ઋતુ બેબાકળા બની જાય છે. બાહુક વિના કોઈ આરો નથી, બાહુક આ વાત સાભળીને રાજાનું અપમાન કરી બેસે છે; દમયંતી જેવી કન્યા તેના જેવા કાગડા સાથે સંકેત કરશે? પારકાંની સ્ત્રીને પરણ

---

૧. અલભ્ય વસ્તુની પ્રાપ્તિ થઈ, પરિત્યાગ તેહેનો કીધો રે,
ધર્મ-ધોરીધર ધિક તુને, ફરી તપાસ ન લીધો રે.
રંકે રત્નનું જતન ન થાયે, જાત નીવડી નેટ રે;
વિલપે છે વસ્તુ વહોરતિયા, દુ:ખે ભરે પરઘેર પેટ રે.
કુળ લજાવ્યુ કરમી માણસ, કીર્તિ કીધી ઝાખી રે;
ચતુર નર વિચારી જોજો .. ... ... ...
(કડવું ૫૧ : ૨૦-૨૨)

૨. ભારે વચન કહ્યું તે બ્રાહ્મણ, નીસર્યાં છો મેહેણાં દેવા રે;
વસ્તુને વિપત્ય, તો વહોરતિયો કરતો હશે પરઘેર સેવા રે.
વહોર્યું તે કાંઈ રત્ન જાણી, કાચ થઈ નીવડિયું રે;
તત્વરહિત માટે તજવું છે, નથી છૂટી પડિયું રે.
તે મિત્રને પરહરિયે, જેહનું મન વિના મળવું હાલું રે;
તે સ્ત્રીને પરહરિયે જેહનું પિયુ વિના પેટ વહાલું રે.

આવા અભરખા શા? વગેરે આકરા વચનો સંભળાવે છે આશ્રયદાતા ઋતુપર્ણ પ્રત્યેનાં તેનાં આવાં વચન અને વર્તન બેહૂદાં જણાય છે રથ ઉપર સાથે બેસવાની હઠ અને 'ધણીમૂઆ'ની ગાળ નૈષધપતિને શોભે એવાં તો નથી એવું ગ્રામ્ય વર્તન બે કારણે કદાચ અંશે નિર્વાહ્ય બને છે. એક તો દમયંતીએ સ્વયંવરનું નોતરું મોકલ્યું છે અને તે પણ ઋતુપર્ણને, એ વિચાર તેને બહુ સતાવતો નહિ હોય. દેવોને પણ અવગણનારી દમયંતી ઋતુપર્ણ જેવાને પરણે એમ કોઈ રીતે માની શકાય નહિ. બીજે જ દિવસે સ્વયંવર છે એ વાત તેના અશ્વમંત્રનું પારખું કરી, તેને શોધવાની યુક્તિ છે એટલું તે ન સમજી શકે એવું નથી. પરંતુ પોતાની પત્નીને પરણવા માટે ઋતુપર્ણ આવી ચેનચાળા બતાવે એ તેને અસહ્ય લાગતું હશે. એથી, આવું ગ્રામ્ય વર્તન કરીને પણ તે ઋતુપર્ણને મહેણાં મારી બેસે છે. બીજું, બાહુકના વેશમાં પણ તે ઓળખાઈ ન જાય તે માટે પહેલેથી જ તે ઈરાદાપૂર્વક વિચિત્ર વર્તન કરતો આવ્યો છે. આ વખતે અને દમયંતી સાથેની મુલાકાત વખતે પણ પોતે ઓળખાઈ ન જાય માટે આવું પ્રાકૃત વર્તન કરે છે

છેવટે મરવા વાંકે જીવતા હોય તેવા અશ્વોને પણ તે મંત્રબળે પવનવેગી બનાવી, માર્ગમાં પોતાની અશ્વવિદ્યા આપી, ઋતુપર્ણની ગણિતવિદ્યા શીખી, વિદર્ભ દેશ આવી પહોંચે છે એ વિદ્યા મળતાં જ કલિ તેના શરીરમાંથી નીકળી જાય છે આટલી ઝડપથી ઋતુપર્ણને અહીં પહોંચાડનાર બાહુક નળ છે એ વિશે દમયંતીને કોઈ શંકા રહેતી નથી. દાસીઓ મારફતે તે તેના અગ્નિમંત્ર અને વરુણમંત્રની પણ પરીક્ષા કરે છે, બાળકોને તેની પાસે મોકલતાં બાહુકની આંખમાં પાણી ભરાઈ આવે છે એ વાતે પણ તે નળ છે એની પ્રતીતિ થાય છે પછી દમયંતી તેને પોતાની મેડીમાં તેડાવે છે. નારીનાં મન ચંચળ હોય છે; ક્યારે આલીને આલિંગન દઈ દે, પોતાનું બ્રહ્મચર્ય તૂટે વગેરે વચનો કદરૂપ બાહુકના મુખે હાસ્યાસ્પદ લાગે છે તેનું વિષયી તરીકેનું વર્તન — તેને વધુ ઉપહાસપાત્ર બનાવે છે; પરંતુ આગળ નોંધ્યું છે તેમ, નળ

પોતે ઝડપથી ઓળખાઈ જવા માગતો નથી. સ્ત્રીનાં ચંચળ મનની વાત કરી, ફરી પેલા મત્સ્યભક્ષણનો આડકતરો નિર્દેશ કરી, દમયંતીની તે પોતે પરીક્ષા કરી લેવા માગે છે. ત્યાર પછી બન્ને સામસામાં પોતપોતાની વીતકકથા કહે છે. નળ ફરીથી મત્સ્યભક્ષણનો ઉલ્લેખ કરે છે ત્યારે દમયંતી પોતે મત્સ્ય ખાધાં નથી એમ વિષ્ણુની સાક્ષીએ કહેવા તૈયાર થાય છે. પતિ વિના તે ધૂળ ફાકીને રહે પણ અન્ન ન ખાય. તેને નળના રૂપનો ખપ નથી, તેને તો તેના ચરણની દાસી થઈને શેષ જીવન વ્યતિત કરવું છે એવો આત્મસમર્પણનો ભાવ દાખવે છે ત્યારે તેને આવા રૂપે પણ પ્રેમ કરનાર દમયંતીના પતિવ્રતાધર્મ માટે શંકા રહેતી નથી અને તે પુન પૂર્ણસ્વરૂપ ધારણ કરી દમયંતીનો સ્વીકાર કરે છે.

આમ, 'નળાખ્યાન' નો આ નાયક કથા દરમ્યાન મહદ્અંશે બાહુકરૂપે જ દેખાય છે એ અવસ્થામાં તેના વિકૃત વર્તન અને વાણી દોષરૂપ ગણાયા છે પરંતુ પ્રસ્તુત સંજોગોમાં તે પ્રેમાનંદને સ્વાભાવિક લાગ્યા છે નળના આવા નિરૂપણ માટે ભાવકવર્ગના મનરંજનનો હેતુ હશે પરંતુ તે સાથે બાહુક જે મનઃસ્થિતિમા છે તે જોતા, એ અંગે દર્શાવેલા કારણોસર નિર્વાહ્ય પણ છે

'ઓખાહરણ' જેમ ઓખાના હરણનું આખ્યાન નથી. અનિરુદ્ધના હરણનું આખ્યાન છે; તેમ નળાખ્યાન નળના આખ્યાન કરતાં વિશેષ તો **દમયંતીનું** આખ્યાન છે પ્રેમાનંદના આ આખ્યાનનું કથાવસ્તુ નળના પાત્ર કરતાં દમયંતીના પાત્રની આજુબાજુ વિશેષ ગૂંથાયું છે. ત્રૈલોક્યમોહિની દમયંતીના સૌંદર્યનું વર્ણન પ્રેમાનંદે ખૂબીથી કર્યું છે. એવી અનન્ય સુંદરી હંસને મુખે નળની પ્રશંસા સાંભળના વે'ત તેના પ્રેમમાં પડે છે. વિરહજ્વરમા કાર્યાકાર્ય વિવેક પણ તે ગુમાવે છે, તેની વ્યથાનું કારણ જાણવા પ્રયાસ કરતી વત્સલ માતાને 'ઘરડા માણસ ઢોર' જેવી અણસમજુ કહીને પોતાની સખીઓની જેમ લગ્ન થશે ત્યારે જ સુખ થશે એમ કહી બેસે છે.[1]

---

1. -સુખ ગુરશી મિાશી-દમયંતી, ઘરડા માણસ-ઢોર, [illegible]

દમયંતીના સ્વયંવરમાં દેવો પણ આવે છે અને તેને વરવા માટે નળને દૂત બનાવીને મોકલવા જેટલી ધૃષ્ટતા કરે છે. દમયંતી વેરાગીના વેશમાં આવેલા નળને ઓળખી જાય છે, નળને સ્વમુખે નળની નિંદા સાંભળી, તે મૂર્છાવશ થઈ જાય છે એ તેના પ્રેમની ઉત્કટતા બતાવે છે સ્વયંવર સમયે પણ જ્યાં સુધી નળ મંડપમાં આવતો નથી. ત્યાં સુધી તે પણ આવતી નથી. દેવોના કપટવેશથી પાંચ નળ જોઈને તેની મતિ મુંઝાઈ જાય છે. છેવટે દેવોની જ શરણાગતિ સ્વીકારી પોતે તો તેમને પુત્રી સમાન છે એમ કહી શરમાવી, સાચા નળને ઓળખવામાં યુક્તિપૂર્વક તેમની સહાય યાચે છે. દેવો પાસે 'અમૃતસ્રાવિયા કર'નું વરદાન પામી તે નળને વરે છે.

દમયંતી નળને વરી એ સાંભળી કળિ પણ તેનો શત્રુ થાય છે. કળિ નળની કોઈક નબળી પળે તેના શરીરમાં પેસી શકે છે પણ આ પતિવ્રતાના શરીરમાં પ્રવેશી શકતો નથી, તેવો વિચાર પણ કરી શકતો નથી એ નોંધપાત્ર છે. કળિના પ્રભાવને વશ નળ પુષ્કર સાથે દ્યૂત રમવા બેસે છે. ત્યારે દમયંતી તેને ચેતવે પણ છે.[1] આમ છતાં, નળ દ્યૂતમાં હારી જાય છે ત્યારે તેનો કોઈ વાંક કાઢ્યા વિના બાળકોને હૈયા પર પથરો મૂકી મોસાળ વળાવી, એક વસ્ત્રભેર 'જેમ છાયા દેહને વળગી' એ નળની સાથેજ વનમાં જાય છે. બાળકોને મોસાળ મોકલતી દમયંતીનું રુદન ગુજરાતી સાહિત્યમાં એક ઉત્તમ ઉદાહરણ છે. સાત સાત દિવસના ઉપવાસ છતાં અન્ન મળતું નથી. ત્યારે નળ નણેક માછલાં પકડી લાવી, તેના હાથમાં આપે છે. દેવોએ આપેલું અમૃતસ્રાવિયા

પરણ્યા કુંવારા કાંઈ ન બીઠે, ફોગટ કરશો શોર.
હું સમાણી જાય છે સાસરે, તેના તું લે ભોગ;
તેહની પેર થાશે માહારે, ત્યારે જાશે આકુળિયે રોગ.
(કડવું. ૧૯ : ૧૨, ૧૩)

૧. દમયંતીએ નળને કહાવ્યું, 'બાજઠ બાણી મા જોશો
એ વ્યસનમાં વેરી સંકરયો છે, રમતાં રાજને ખોશો

કરતુ વરદાન અત્યારે તો શાપરૂપ નીવડે છે પેલાં માછલાં તો સજીવન થઈને પાણીમા કૂદી પડે છે. દમયંતી એબાકળી બની પાણીમા તે માછલા શોધવા વેવલા વીણતી હોય છે. નળ આવીને માછલા માગે છે ઉત્તર ન મળતા તે દમયંતી પર તેને ભૂખી માછલા ખાઈ જવાનો આક્ષેપ મૂકે છે દમયતી આ ઘડીએ વિચારે છે કે પતિ અત્યારે પેલા વરદાનની વાત સાચી માનવાનો નથી એથી તે પોતે માછલા ખાધા છે એવો ખોટો એકરાર[1] કરે છે દમયતીએ આમ શા માટે કર્યું એ પ્રશ્ન છે દેવોએ નળની હાજરીમા તેને વરદાન આપ્યું હતું તો તેમાં ન માનવાને કોઈ કારણ નથી, ઊલટું પછી જ્યારે તે આ વરદાનની વાત કરે છે ત્યારે નળ તે માનવા તૈયાર નથી કારણ દમયતીએ એક વાર એકરાર કરી દીધો છે. પ્રેમાનંદ ભલે કળિને સર્વ આપત્તિઓ માટે જવાબદાર ગણાવે પરતુ 'મત્સ્યસજીવન'ની ઘટના ઉમેરી અજાણતા પણ 'ટ્રેજેડી' માટેનું એક પરિબળ તેણે ઉપસ્થિત કર્યું છે.

ટ્રેજેડી કેટલીકવાર પાત્રોના અંકુશ બહારની પરિસ્થિતિમાથી સરજાય છે તો કેટલીકવાર પાત્રની પોતાની નિર્બળતામાથી અથવા કોઈક ભૂલમાથી ઉપસ્થિત થાય છે દમયતીએ માછલા ખાધાનો ખોટો એકરાર ન કર્યો હોત તો પછીની આવતી આપત્તિઓ માટે કાબૂ બહારના સંજોગો જવાબદાર ગણાત મહાભારતમા 'મત્સ્યસંજીવન'ની ઘટના અને દમયંતીનો એકરાર નથી મૂળમા તો નળ એક સ્થળે પાચ છ માર્ગો ભેગા થતા કયો માર્ગ ક્યા જાય છે તે બતાવતા આ માર્ગ વિદર્ભ દેશ જાય છે એમ પણ કહે છે દમયતીને શંકા પડે છે કે મને વિદર્ભનો માર્ગ કેમ બતાવ્યો હશે?[2] શંકાગ્રસ્ત દમયતીનું

---

૧ ક્ષુધા પાપણીએ મત્સ્ય ભક્ષ્યા, મે ન રહેવાયું રાણા.
(કડવું ૩૨, ૨૧

૨ दमयती उवाच :
यदि मां त्वं महाराज न विहातुमिहेच्छसि ।
तत्किमर्थं विदर्भाणां पन्थाः समुपदिश्यते ॥

ળ અનેક પ્રકારે સાંત્વન કરે છે. દમયંતી નિદ્રાવશ થતાં નળ વિચાર
રે છે કે સાથે રાખવાથી દમયંતી સુખી થશે કે ત્યાગ કરવાથી.[1] છેવટે
હુ વિચાર પછી દમયંતીનો ત્યાગ તેને શ્રેયસ્કર લાગે છે.[2] આવા
જોગોમાં પછીની આપત્તિઓ માટે દમયંતી કોઈ રીતે જવાબદાર
થી. પરંતુ પ્રેમાનંદે એક નવી ઘટના ઉમેરી, પાત્રની પોતાની ક્ષતિમાંથી
ા બધી આપત્તિઓને નીપજતી દર્શાવી છે. મૂળ કૃતિમાં દમયંતી
ત્યેની શુભ ભાવનાથી પ્રેરાઈને નળ તેનો ત્યાગ કરે છે, જ્યારે
માનંદની રચનામાં તિરસ્કાર ઉત્પન્ન થવાથી ત્યાગ કરે છે. મૂળ
તેમાં તો દમયંતી નળને પણ પોતાની સાથે પિતાને ત્યાં આવવા
ડે છે, પ્રેમાનંદની દમયંતી માછલાં વિશે સાચી વાત કહી દેવાને
દલે પતિની હાજરીમાં જ દેવોએ આપેલા વરદાન વિશે પતિ માનશે
કેમ એવી આશંકાથી મત્સ્ય ખાધાનો ખોટો એકરાર કરી લે છે.
કવાર ખોટો એકરાર કર્યા પછી વરદાનની વાત કહેવામાં આવે તો
ા તે માને શાનો? આમ, આ પછી આવતી સર્વ આપત્તિઓ માટે
માનંદની દમયંતી જવાબદાર છે એમ કહી શકાય.

આજે ભૂખી રહી શકી નહિ, મને મૂકીને માછલાં ખાઈ ગઈ તો
ાે ઊઠીને મને જ ભક્ષ્ય કરી જાય એવા વિચારથી નળ તેનો ત્યાગ
ી જાય છે સવારે જાગતાં નળને ન જોતાં તેને શોધતી, પડતી
ખડતી દમયંતી હૃદયદ્રાવક રુદન કરે છે. અજગરના મુખમાંથી પારધીના
ાડુપાશમાં પડતી, પતિવ્રતાના બળે પારધીને શાપી છટકતી, વણઝારાનો
ાશરો લેતી અને તેમનું આળ વહોરતી વખાની મારી દમયંતી સગી

1. To be or not to beનું મંથન નળને પણ થાય છે :
किं नु मे स्यादिदं कृत्वा, किं नु मे स्यादकुर्वतः ।
किं नु मे मरणं श्रेयः परित्यागो जनस्य वा ॥

2. स विनिश्चित्य बहुधा विचार्य च पुनः पुनः ।
उत्सर्गं मन्यते श्रेयो दमयंत्या नराधिपः ॥

માશીને ત્યાં દાસી તરીકે રહે છે. 'અહીં પ્રેમાનંદ ફરી દમયંતીના પાત્ર નવો વળાંક આપે છે. મહાભારતમાં હારચોરીની ઘટના નથી. ચેદિરાજ રાજમાતા દમયંતીને આશ્રય આપે છે અને તેના પતિની ભાળ મેળવવાનો પ્રયાસ કરવાનુ માથે લઈ તેને આશ્વાસન આપે છે. નળદમયંતીની શોધમાં નીકળેલો સુદેવ ચેદિદેશ આવે છે અને દમયંતી તેને ઓળખે છે. પરંતુ પ્રેમાનંદ હારચોરીની ઘટના મૂકી, દમયંતીના પતિવ્રતાધર્મનો પ્રભાવ બતાવવાની એક તક ઊભી કરે છે. માશીની દીકરીએ મૂકેલા હારચોરીના આક્ષેપથી ઘવાયેલી દમયંતી પતિવ્રતાને બળે 'હાર લેનારો ફાટી પડજો' એવો શાપ ઉચ્ચારે છે; રોડલો ફાટે છે અને હાર ચોરીને રોડલામા ભરાયલા કલિને તેનું તેજ અસહ્ય બનતાં ભાગવું પડે છે આ પછી શોધમાં નીકળેલો સુદેવ આવીને મળે છે અને માશી ભાણેજ પ્રત્યાખ્યાન થાય છે. પિતાને ઘેર સુદેવને એક સમસ્યા આપી, નળની શોધ કરવા મોકલે છે ત્યાં દમયંતીની ચાતુરીનો પણ પરિચય થાય છે એ સમસ્યાનો ઉત્તર આપ્યા વિના નળ રહી શકશે નહિ અને જ્યાં હશે ત્યાંથી તેની ભાળ મળી શકશે એવી તેની યુક્તિ છે. નળે સમસ્યાપૂર્તિ કરી એટલે બાહુકરૂપ હોવા છતાં તે નળ જ હોઈ શકે એવી તેની ખાતરી છે નહિ તો 'પિયુ વિના પેટ વહાલું' એવું વચન અન્ય કોણ ઉચ્ચારે ઋતુપર્ણને 'સ્વયવર'નું નોતરું મોકલી તે 'ઊડતે ઘોડે' નળને વિદર્ભ દેશમા હાજર થવાની ફરજ પાડે છે. ઋતુપર્ણને એક રાતમાં વિદર્ભ દેશમાં લાવનાર સારથી અશ્વમંત્ર જાણનાર નળ સિવાય બીજો કોઈ હોઈ શકે નહિ. તે યુક્તિપૂર્વક નળના અગ્નિમંત્ર અને વરુણમંત્રની પરીક્ષા કરી પૂરી ખાતરી કરી, નળને તેડાવી મંગાવે છે. બિહામણા રૂપ અને બેહૂદા વર્તન છતાં નળ વિશેનો તેનો પ્રેમભાવ લવલેશ ઓછો થતો નથી. નળના મનનો વહેમ દૂર કરી, તેને નળના રૂપનો મોહ નથી, પોતે તો તેના ચરણની દાસી થવામાં કૃતકૃત્યતા[2] માનશે એવો આત્મસમર્પણ

૧. નથી રૂપનું કામ, રે ભૂપ મહારા. થઈ કિંકરી અનુસરું, ચણું તહાર (કડવું ૬૨ : ૫૭)

ભાવ રાખવી, નળને છતી લેવામાં તે સફળ થાય છે. સંકટો વચ્ચે પણ આમ, ત્રૈલોક્યમોહન સુન્દરી અનેક આકરાં સંકટો વચ્ચે પણ શીલ અને સ્નેહનો અપ્રતિમ આદર્શ બની રહે છે.

ઓખાનું પાત્રાલેખન દમયંતી કરતાં ભિન્ન પ્રકારનું છે. ઓખા મુગ્ધ છતાં પ્રગલ્ભ યુવતી છે. ત્રણ વાર પરણવાનું વરદાન (?) પામેલી ઓખા કોઈને ન પરણે એ માટે તેના પિતાએ એક દંડિયા મહેલમાં રાખી છે જો એ પરણે તો તેનો વડસસરો તેનો ઘાતક થાય એવું શિવનું વચન હતું. એક દંડિયા મહેલમાં બાણાસુર કદાચ પુરુષનો પ્રવેશ અટકાવી શકે પણ યૌવનને કેમ અટકાવી શકે? ઓખાની જોબન મસ્તી અદમ્ય બનવા લાગી. મધુર વચને આછી લાજ કાઢી જો પિયુને ન જમાડ્યો તો જીવન એળે ગયું એમ તેને લાગે છે કુવાગે ભર કાઢવો તેને દોહ્યલો લાગે છે. "આડો કોઈ પુરુષ આવે તો સદ્ય પરણું, ના પૂછું જોશીને લગ્ન છે" એટલી ઉતાવળ તેને છે ચિત્રલેખા તેને યોગ્ય શિખામણ આપે છે કે "એવું નીચ મન શાં તારું જો, આપણ મોટા બાપના છોરું જો" ઓખાની ભરથાર માટેની ઉત્કંઠા અને નિર્ભયપણે પુરુષને પરણી જવાની તૈયારી કંઈક અજુગતી લાગે પરંતુ જેમ બંધન વધારે તેમ તેનો પ્રત્યાઘાત પણ એટલો જ પ્રબળ. પુરુષના પડછાયાથી યે દૂર રાખવામાં આવેલી ઓખા પુરુષના સહચારને ઉત્કટ રીતે ઝંખે એવું નિરૂપણ કરનાર પ્રેમાનંદ યુવાન માનસ અને તેની વિકૃતિઓને બરાબર સમજ્યો છે. જેની સતત ઝંખના હોય તે સ્વપ્ન રૂપે પણ મળે તેમ ઓખાને સ્વપ્નમાં પ્રિય રમણનો અનુભવ થાય છે પ્રિયને ચાંકું પડતા તે રિસાયો અને સ્વપ્ન તૂટ્યું પ્રિયજનનો વિરહ હવે તો બધું અસહ્ય બને છે તે ગમે તેમ કરીને પણ સ્વપ્નના પિયુને લાવવા ચિત્રલેખાને વિનવે છે. ચિત્રલેખા પણ સખીની વિરહવેદનાથી અનુકંપાવશ થાય છે અને દેશવિદેશના રાજાઓ અને રાજકુમારોના ચિત્રો આલેખી બતાવે છે. કૃષ્ણ અને પ્રદ્યુમ્નનાં ચિત્રો જોઈ ઓખા લાજ કાઢે છે અને

માશીને ત્યાં દાસી તરીકે રહે છે. અહીં પ્રેમાનંદ ફરી દમયંતીના પા નવો વળાંક આપે છે. મહાભારતમાં હારચોરીની ઘટના નથી. ચેદિરાજ રાજમાતા દમયંતીને આશ્રય આપે છે અને તેના પતિની ભાળ મેળવવા પ્રયાસ કરવાનુ માથે લઈ તેને આશ્વાસન આપે છે. નળદમયંત શોધમાં નીકળેલો સુદેવ ચેદિદેશ આવે છે અને દમયંતી તેને ઓળ છે. પરંતુ પ્રેમાનંદ હારચોરીની ઘટના મૂકી, દમયંતીના પતિવ્રતાધર્મ પ્રભાવ બતાવવાની એક તક ઊભી કરે છે. માશીની દીકરીએ મૂકે હારચોરીના આક્ષેપથી ઘવાયેલી દમયંતી પતિવ્રતાને બળે 'હાર લે ફાટી પડજો' એવો શાપ ઉચ્ચારે છે; ટોડલો ફાટે છે અને હાર ચોર ટોડલામાં ભરાયલા કલિને તેનું તેજ અસહ્ય બનતાં ભાગવું પડે આ પછી શોધમાં નીકળેલો સુદેવ આવીને મળે છે અને માશી ભાણેજ પ્રત્યાખ્યાન થાય છે. પિતાને ઘેર સુદેવને એક સમસ્યા આપી, નળ શોધ કરવા મોકલે છે ત્યાં દમયંતીની ચાતુરીનો પણ પરિચય થાય એ સમસ્યાનો ઉત્તર આપ્યા વિના નળ રહી શકશે નહિ અને જ્યાં ત્યાંથી તેની ભાળ મળી શકશે એવી તેની યુક્તિ છે. નળે સમસ્યાપૂ કરી એટલે બાહુકરૂપ હોવા છતાં તે નળ જ હોઈ શકે એવી તેની ખાત છે નહિ તો 'પિયુ વિના પેટ વહાલું' એવું વચન અન્ય કોણ ઉચ્ચારે ઋતુપર્ણને 'સ્વયંવરનું' નોતરું મોકલી તે 'ઊડતે ઘોડે' નળને વિદર્ભ દેશમાં હાજર થવાની ફરજ પાડે છે. ઋતુપર્ણને એક રાતમાં વિદર્ભ- દેશમાં લાવનાર સારથી અશ્વમંત્ર જાણનાર નળ સિવાય બીજો કોઈ હોઈ શકે નહિ. તે યુક્તિપૂર્વક નળના અગ્નિમંત્ર અને વરુણમંત્રની પરીક્ષા કરી પૂરી ખાતરી કરી, નળને તેડાવી મંગાવે છે. બિહામણા રૂપ અને બેહૂદા વર્તન છતાં નળ વિશેનો તેનો પ્રેમભાવ લવલેશ ઓછો થતો નથી. નળના મનનો વહેમ દૂર કરી, તેને નળના રૂપનો મોહ નથી, પોતે તો તેના ચરણની દાસી થવામાં કૃતકૃત્યતા[1] માનશે એવો આત્મસમર્પણ

---

૧. નથી રૂપનું કામ, રે ભૂપ મહારા. થઈ કિંકરી અનુસરું, ચરણ તહારા.
( કડવું ૬૨ : ૫૭)

. દાખવી, નળને જીની સેવામાં તે સહજ થાય છે. સંકટો વચ્ચે પણ
,, નૈનોકમોહન સુન્દરી અનેક આકરાં સંકટો વચ્ચે પણ શીલ અને
તેનો અપ્રિતમ આદર્શ બની રહે છે.

ઓખાનું પાત્રાલેખન દમયંતી કરતાં ભિન્ન પ્રકારનું છે. ઓખા
ઉગ્ર ઉર્માં પ્રગલ્ભ યુવતી છે. ત્રણ વાર પરણવાનું વરદાન (?) પામેલી
ઓખા કોઈને ન પરણે એ માટે તેના પિતાએ એક દંડિયા મહેલમાં
રાખી છે. જો એ પરણે તો તેનો વડસસરો તેનો ઘાતક થાય એવું
શિવનું વચન હતું. એક દંડિયા મહેલમાં બાણાસુર કદાચ પુરુષનો
વેશ અટકાવી શકે પણ યૌવનને કેમ અટકાવી શકે? ઓખાની જોબન
રતી અદમ્ય બનવા લાગી. મધુર વચને આછી લાજ કાઢી જો પિયુને
. જમાડો તો જીવન એળે ગયું એમ તેને લાગે છે. કુંવારો ભવ
ડવો તેને દોહ્યો લાગે છે. " આંહી કોઈ પુરુષ આવે તો સદ્ય પરણું,
! પૂછું જોશીને લગ્ન જી" એટલી ઉતાવળ તેને છે ચિત્રલેખા તેને
ચ્ય શિખામણ આપે છે કે " એવું નીચ મન કાં તારું જો, આપણ
ાટા બાપનાં છોરું જો." ઓખાની ભરથાર માટેની ઉત્કંઠા અને
ાર્યપણ પુરુષને પરણી જવાની તૈયારી કંઈક અજુગતી લાગે પરંતુ
ેમ બંધન વધારે તેમ તેનો પ્રત્યાઘાત પણ એટલો જ પ્રબળ. પુરુષના
ડછાયાથી યે દૂર રાખવામાં આવેલી ઓખા પુરુષના સહચારને ઉત્કટ
તે ઝંખે એવું નિરૂપણ કરનાર પ્રેમાનંદ યુવાન માનસ અને તેની
કૃતિઓને બરાબર સમજ્યો છે. જેની સતત ઝંખના હોય તે સ્વપ્ન રૂપે
ણ મળે તેમ ઓખાને સ્વપ્નમાં પ્રિય રમણનો અનુભવ થાય છે પ્રિયને
ાંકું પડતાં તે રિસાયો અને સ્વપ્ન તૂટ્યું. પ્રિયજનનો વિરહ હવે તો
ધુ અસહ્ય બને છે. તે ગમે તેમ કરીને પણ સ્વપ્નના પિયુને લાવવા
ચેત્રલેખાને વિનવે છે. ચિત્રલેખા પણ સખીની વિરહવેદનાથી અનુકંપાવશ
ાય છે અને દેશવિદેશના રાજાઓ અને રાજકુમારોનાં ચિત્રો આલેખી
તાવે છે. કૃષ્ણ અને પ્રદ્યુમ્નનાં ચિત્રો જોઈ ઓખા લાજ કાઢે છે અને

અનિરુદ્ધનુ ચિત્ર જોઈ ને તો તે ચિત્રને જ ભેટી પડે છે ચિત્રલેખા ઓખા·
ગુરુ અને માર્ગદર્શક બની છે ઓખા પ્રિયતી સાથે મેળવી આપવા ં
કાલાવાલા કરે છે[1] ચિત્રલેખા અનિરુદ્ધને લઈ આવવા તૈયાર થાય
ત્યારે સ્ત્રીસહજ અધીરાઈથી ચિત્રલેખાને રોકતા કહે છે કે આ·
પાપણ રક્ષણ કરે તેમ તેને જાળવજે અને તું પોતે જ તેને પરણી
બેસીશ[2] ચિત્રલેખા અનિરુદ્ધનુ હરણ કરી લાવી અને ઓખાએ નારદ
સાક્ષીએ તેની સાથે ગાંધર્વ લગ્ન કર્યાં એકબીજા પર અત્યંત મુગ્ધ
બને રતિસુખમા ભાનભૂલ્યા બને છે. ઓખામય અનેવો[3] અનિ
દ્વારિકાને અને યાદવકુળને પણ વીસરી જાય છે

આમ, રંગરાગ રમતા ૭ માસ વીતી જાય છે ઓખાનુ કન્યા
જતુ રહે છે અને પૂરા સ્ત્રીભાવ તેના અગેઅગમા રતિતૃપ્તિની ચ
ખાય છે કૌભાડ તપાસ કરવા આવે છે ત્યારે તો તે એમાકળી બ
જાય છે 'ચિત્રલેખાએ તો શયન કર્યુ છે અને તેથી હું વ્યાકુળ છુ
એવા બહાના કાઢી તે ગંલ્લાતલ્લા કરે છે પરંતુ જ્યારે કૌભાંડ પે
માળિયમા ચઢી તપાસ કરવા આવે છે ત્યારે ઓખાનું સ્ત્રી ચ
બરાબર પ્રકાશે છે તે ખોટો ગુસ્સો કરી, વૃદ્ધ પ્રધાન ઉપર પોત

---

૧ સહિયરને સહિયર હોય વહાલી બાઈ! તે મુને હાથે ઝાલી,
આપણ બે જણ બાળ સંઘાતી, પ્રાણનાથ છુ રે વિધાત્રી
માતાપિતા છે વેરી મારા, મે તો ચરણ સેવ્યા છે તમારા,
વિધાત્રી તુ છે દીનદયાળ, એમ કહીને પગે લાગી બાળ
(કડવું ૧૧

૨, ઓખા કહે છે જો રહેજે રૂડે આચરણે, રખે અનિરુદ્ધને તુ પરણે,
જતન કરજે સ્વામીનુ સબળ, જેમ આંખને રાખે પળ
(કડવું ૧૧

૩ ગહિલા, ગહિલા સુખે કથરનો, હીંડે નારીનો પૂંઠે ફરતો.
(કડવું ૧૭

કરવાનું આળ ચઢવે છે પરંતુ કૌભાંડે તો માળિયાને જમીન-
કરવાનો હુકમ આપી દીધો, હવે તો છટકવાનો કોઈ આરો
થી, જાણી અનિરુદ્ધ લડી લેવા ઉત્સાહિત થાય છે. આવો સુકોમળ
તિ કેમ લડી શકશે, એ વિચારે ઓખા તેને બાથમાં ભીડી, રોકી
ખે છે, કહે છે આ કંઈ રતિસંગ્રામ નથી, માનવ દાનવને જીતી
કશે નહિ પરંતુ જો વાત જગજાહેર થઈ ગઈ છે તો હવે ચોરી
ની, એમ માનતો અનિરુદ્ધ તો ઓખાને ઓળે લઈને બારીએ
શી પ્રસુપ્તચેષ્ટા આરંભે છે. અનિરુદ્ધે ભોગળના પ્રહારથી કૌભાંડના
ન્યને મારી હઠાવ્યું ત્યારે તો ઓખા તેના પર વળી ઓર વારી જાય
. તે તો વિચારે છે. "મેં તો આવડું નો'તું જાણ્યું, ચિત્રલેખાએ
ન જ આણ્યું," પરંતુ બાણાસુર પોતે લડવા આવતાં ફરી તેને
યની પ્રાણરક્ષા વિશે ભય ઉત્પન્ન થાય છે. એ તો તેના 'હઠીલા
ણા'ને યુદ્ધમાંથી પાછા ફરવા વીનવે છે અ-નિરુદ્ધ અનિરુદ્ધ પણ
યુમાં કેદ થાય છે પણ પિતામહ કૃષ્ણ તેની વહારે આવે છે અને
ખા તેને ફરી પામે છે.

પ્રેમાનંદની ઓખા લોકોત્તર નથી કામથી તે બેઆકળી બની જાય
. અનિરુદ્ધ સાથે અ-નિરુદ્ધ રતિક્રીડા કરતાં પકડાઈ જતાં તે પિતાતુલ્ય
ત્રી પર આળ ચઢાવતાં પણ અચકાતી નથી યુદ્ધમાં પતિની જીતથી

---

કન્યાએ કોપ ચઢાવીઓ, ઘણું હાટક્યો પ્રધાન;
લંપટ બોલતાં લાજે નહિ, તારી વૃદ્ધપણે ગઈ સાન
પાપી પ્રાણ લેનાને આવીઆ, બોલે શુદ્ર વચન;
એવા સારું કાંધી જોઈશું, તારી જીભડી છેદન.

... ... ... ...

ફરી આળ ચઢાવીએ, ભાંગી પડે અહાડ;
કહેવા દે મારી માતને, પછી તારી રે વાત !
હું તો હત્યા આપીશ તુજને, કરું સાગર ઝંપાપાત//...

ખુશ થતી અને વધુ ભય આવતાં અનિષ્ટની આશંકા કરતી એ
ગુણદોષથી યુક્ત માનવમાત્ર છે. પ્રેમાનંદના આરંભકાળના સર્જ
પણ યશસ્વી બનાવે એવું એનુ નિરૂપણ છે.

ઓખા સાથેના રતિસંગ્રામમા જેમ અ-નિરુદ્ધ તેમ રણસં
વિરો પણ અ-નિરુદ્ધ રહેનારો અનિરુદ્ધ મધ્યકાલીન યુગનો કેસ
કરવાનો ઉત્સાહ રાખનાર કોઈ ક્ષત્રીયકુમાર જેવો લાગે છે ઓખા વિ
એક ઘડી પણ જેને ચેન ન પડે એવો અનિરુદ્ધ જ્યારે પોતે પક
જશે એમ લાગે છે ત્યારે ભોગળ લઈ ને કૌભાંડના સૈન્યને છિન્નવિ
કરી નાખે છે. પોતાનો નાનકડો છેલછબીલો નાવલિયો આવો વીર
એનો તો ઓખાને ખ્યાલ પણ ન હતો. બાણાસુરનુ સૈન્ય આ
ઓખા તેને યુદ્ધમાથી વારે છે પણ આ 'હરીનો રાણો' યુદ્ધમ
એમ હઠે શાનો? તે તો ધર્મ કરતો જાય છે અને બાણાસુરના હ
હાથની મસ્તક ઉડાવતો જાય છે[1] ઘડીભર તો બાણાસુર તેને જમ
બનાવવાનો વિચાર કરતો થઈ જાય છે. અનિરુદ્ધ બાણાસુરના સૈ
વિદારી નાખે છે પણ છેવટે નાગપાશમાં બંધાઈ જાય છે. કેદી બને
અનિરુદ્ધને બાણાસુર શહેરમાં ફેરવે છે. કેદી અવસ્થામા પણ અનિ
પોતાનું છેલપણું દાખવવાનુ ચૂકતો નથી. પ્રેમાનંદ પણ તેની
લાક્ષણિક છટાનુ વર્ણન સુંદર રીતે કરે છે

> લક્ષણવંતો ચાલે લટકતો, મહેકતો બહુ વાસ;
> દૈત્યદળ પૂઠે પળે, દોરી હીંડે છે દાસ

---

૧ અનિરુદ્ધ કહે, આ સમે હોય કુહાડો, ભોગળ ને વળી ધાર,
આથો ટાળુ અસુર કેરો, ઉતારુ ભુજનો ભાર.
શું વપુ બાણનુ ઝાડ છે, ગાઢ વરી સર્પનો સાથ!
કે પેટમાથી પૂર્વજ્ને, પિંડ લેવા કાઢે હાથ?
કાષ્ઠના કે લાખના, એણે ચાટાડયા છે કર
અથવા કોઈ પક્ષી દિસે છે, મરવા વિખર્યા છે પર.
(કડવું ૨૦

પેચ છૂટો પાઘડી તણો, આવ્યો પાગ પ્રમાણ;
ચોરે તે મોરજ મારીઓ, લોક કરે વખાણ.
કો કહે એનામાં દૈવત ઘણું, રૂપવંત રસાળ;
એના કટાક્ષમાં કામિની, જોનામાં પડે તત્કાળ.
એવી ભૂલવણી ભ્રકુટીતણી, જોઈ ભલી ભૂલે નાર;
કુંવારી કન્યાને કામણ કરે, મોહ બાંધે કુમાર.

... ... ... ...

સખી પ્રત્યે સખી કહે, દેખી અંગ અવેવ;
બાંધ્યો તોયે જુએ આપણ ભણી, એવા એની શી ટેવ ?

(કડવું ૨૧)

પોતે કેદી તરીકે પકડાયો એનો ખુલાસો કરતાં, જાણે મજાક કરતો હોય તેમ, ઓખાને તે કહે છે કે હું ધારું તો તૃણની જેમ અસુરકુળને તોડી નાખું, પરંતુ શ્વસુરકુળની શોભા રાખવા હું બંધનમાં પડ્યો છું.[૧] આમ, શૌર્ય અને શૃંગારમાં એકસરખો વીર અનિરુદ્ધ તેના આવા રોળથી વધુ દીપી ઊઠે છે.

સાસરું સમૃદ્ધ હોય અને પિતા અકિંચન હોય, તેમાંય માતા ગુજરી ગઈ હોય એવી વહુવારુની જે કરુણાજનક દશા થાય છે તેનો આબેહૂબ ખ્યાલ પ્રેમાનંદની 'કુંવરબાઈ'ના પાત્ર ઉપરથી મળી રહે છે. આગળના આખ્યાનકારોએ અને ખુદ નરસિંહે પણ કુંવરબાઈનું રેખાચિત્ર આલેખ્યું છે પરંતુ પ્રેમાનંદની કલમે તો જાણે એ કારુણ્યની મૂર્તિ સમી બની રહી છે. કુંવરબાઈ 'ભગત' બાપની દીકરી છે. મા મરી ગઈ છે. સાસરીમાં ભરથાર 'લઘુવેશ' છે. સસરાનું કંઈ ઊપજતું નથી, સાસુ જબરી છે, વડસાસુ 'ઘણું ભારે માણસ' છે. નણંદ કાયમ નાગણની જેમ ફૂંફાડા મારવાના સ્વભાવની છે. આવા સાસરામાં રહેતી

૧. જો આદરું તો અસુરકુળને, ત્રેવડું તૃણ માત્ર,
શોભા રાખવા શ્વસુરકુળની, અમે બંધાવ્યું ગાત્ર.

કુંવરબાઈને સીમંત આવે છે. કુળનું નામ રહેવાનું એ આશ સાસરિયાં આનંદ તો પામે છે પરંતુ એથી કુંવરબાઈ પ્રત્યેના વર્તન કશો ફેર પડતો નથી. કુંવરબાઈ આનંદ અને અવસાદ વચ્ચે ઝોલાય છે. પંચમાસી એળે ગયું અને સીમંત માટે પણ તેના પિતાને કહેવડાવ કોઈ વિચારતું નથી. કુંવરબાઈ સાસુને વીનવે છે ત્યારે સાસુ મહે મારે છે "જોયો જોયો તમારો બાપ! અહીં આવશે તો અમ લજવવું પડશે" વળી કહે છે કે મા મરી ગયા પછી પિયેર કેવું આ સાભળી અકળાઈ ઊઠેલી કુંવરબાઈથી સાસુની આમન્યા જાળવ છતા બોલી જવાય છે કે "એમ ફટયું ફાટયું શું બોલો છો? મા મ ગઈ તો બાપ તો બેઠો છે ને! દુર્બળ પણ પોતાનો સગો અ કેમ વિસરાય?"[2]

છેવટે સાસુના મનમાં દયા વસે છે અને વહુનું મન રાખ નરસિંહને કંકોત્રી મોકલે છે. સાસરાના મહેણાથી ત્રાસી ગયેલી કુંવ બાઈને ભય છે કે જો પિતા રિવાજ પ્રમાણે મોસાળાની રીત નહિ તો વધારે મહેણાં ખાવાં પડશે એથી, ઓખલા પંજા સાથે પિત

1. વહુવર શું બોલે ગહલડી, શાનું પિયર જ્યારે મૂઈ માવડી;

... ... ... ...

દીઠો બાપ તમારો સોય, કેશો શું જાણે નહિ કોય;
તાલ પખાજે ગાતો ફરે, નાચી કૂદી પેટ જ ભરે.
જે સગાથી અર્થ ન સરે, તેને શું થાયે નોતર્યે;
નરસિંહ ગાયે હરિનું નામ, જોવા મળે નિત આખું ગામ,
તમને ડોસો મળવાનું હેત, અમે નાતમાં થઈએ ફજેત;
તમારો સસરો લાજે બાઈ, વણ આવે સરશે વેવાઈ.

(કડવું ૩ : ૧૭-૨

૨. માઈ મૂઈ તો બેઠો બાપ, બાઈ, કેમ શું બોલો છો આપ;

(કડવું ૩ : ૧

બાઈજી એમ બોલતાં શું રગો, દુર્બળ પણ પોતાનો સગો.

(કડવું ૩ : ૨

પદિશો મોકલે છે 'ઉધારું ઉછીનું કરીને પણ સારું મોસાળું લાવજો, નહિ તો મારે લવનું મહેણું રહી જશે.'

- પિતા આવ્યાના સમાચાર સાંભળી, કુંવરબાઈ તો હરખભેર તેને મળવા ધસે છે ત્યારે નણંદ તે પિતાપુત્રીના હેતુની નિષ્ઠુર મજાક કરીને કહે છે કે એ તો 'બાપથી નગાપાં ભલાં.' પણ પિતા મોસાળું લઈને આવ્યા છે એમ માનતી કુંવરબાઈ હવે કોઈની સાડીબાર રાખે એમ નથી. નણંદને તે સણસણતો જવાબ આપી દે છે કે "બીજાનો લખેશરી બાપ મને શું કામ લાગવાનો હતો? મારો રંક બાપ એક કાપડું આપશે એ પણ મારે મન 'સોનાનો મેર' હશે.[1]"

બાપ દીકરીનું મિલન બહુ હૃદયદ્રાવક છે. નરસિંહ તો શ્રદ્ધા આપે છે કે 'મોસાળું કરશે શ્રી હરિ'. પરંતુ જીવનની વાસ્તવિકતા વચ્ચે જીવતી કુંવરબાઈ એ શ્રદ્ધાને કેમ પચાવી શકે? સાસરિયાનાં મહેણાંથી બળેલીઝળેલી દીકરી કેટલાંક કડવાં વેણ પિતાને કહી બેસે છે, એમાં પિતા પ્રત્યેની અવજ્ઞા નથી, નમાઈ દીકરીની આંતરવેદના છે:

"કેમ કરી લજ્જા રહેશે તાત! હું શે ન મૂઈ મરતે માત?
માત વિના સૂનો સંસાર, નમાયાનો શો અવતાર!
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઈ સાથે ઊતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના બાપનું હેત.
(કડવું ૬ : ૨૪, ૨૫)

આ વચનો ઉચ્ચારતાં કુંવરબાઈને કેટલી વેદના થઈ હશે!

---

૧. નણદી શું મચ્છર આવડો, પૂંઠળથી બાઈ શું બડબડો;
કોનો પિતા લખેશરી કહાવે, તે તો મારે શે ખપ આવે.
રંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર;
તમે મન માને તે કહો, એવો પિતા મારે જીવતો રહો.
(કડવું ૫ : ૧૪-૧૬)

"પિતાના સ્નેહ વિશે તેને શંકા નથી પરંતુ પિતા એક તો પુરુ એટલે વ્યવહારમાં ઓછું સમજે અને તેમાં ય ભક્ત એટલે સંસાર પ્રત્યે નફરત ન હોવા છતાં, સાસરામાં અને સમાજમાં પોતાની દશા કફોડી થવાને ભયે થતી અકળામણમાં તેનાથી આ શબ્દો બોલાઇ જવાય છે. માતા હોત તો દીકરીની સ્થિતિ તે સમજી શકત. તે નથી તેનું તેને ઓછું આવે છે. 'શાનું પિયર જ્યારે મૂઈ માવડી' એવા સાસુનો મહેણાનો 'મા મૂઈ તો એરો બાપ' એવો સણસણતો જવાબ વાળતી કુંવરબાઈને પિતાના હેત માટે શંકા નથી.

સ્થિતપ્રજ્ઞભાવે દીકરીનાં આકરા વેણ સાંભળી રહેલા નરસિંહની શ્રદ્ધાનો આવિષ્કાર કુંવરબાઈમાં પણ થાય છે પરંતુ વડસાસુએ લખાવેલી ટીપ જોઈને તે હેબતાઈ જાય છે, સાધુ પિતાને દુઃખ દેવા સીમંત શાને આવ્યું? એવો તેને અવસાદ થાય છે. ફાળની મારી તે પિતા પાસે દોડી આવે છે. એક કોડી પણ નથી એવો પિતા આવી પહેરામણી ક્યાંથી કરશે? પરંતુ 'શામળિયો અવસર નહિ ભૂલે, ઉપહાસ થશે તો તેનો થશે' પિતાના એવા વચનથી શ્રદ્ધાન્વિત થઈ, તે પાછી ફરે છે. જ્યારે પિતાને વહારે ધાઈ દામોદર દોશી અને કમળા શેઠાણી સૌને મનગમતી પહેરામણી કરવા આવી પહોંચે છે ત્યારે તો કુંવરબાઈ જોરમાં આવી જઈને સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો એ ન્યાયે સાસુને ભોંઠા પાડવાની અને આજ સુધીનાં મહેણાંનું સાટું વાળવાની મળેલી તક ઝડપી લઈને સાસુને બરાબરની સંભળાવતાં કહે છે કે તમે જેને વૈષ્ણવ કહીને ગાળ દેતાં, 'એ શું કપાળ મોસાળું કરશે?' એમ કહીને નિંદા કરતાં એ મારા દરિદ્ર પિતાની કમાણી જોઈ લો! અને યાદીમાં લખ્યા કરતાં યે વધારે પહેરામણી જોઈતી હોય તો માગી લેજો![1]

---

૧. કંકાવટી કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી.
ઢાંકીને ગર્વે ઓચરી, "જુઓ છાબ સોનૈયે ભરી."
વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ શું મોસાળું કરશે કપાળ।

આમ કુંવરબાઈ ગુજરાતી સમાજની એક દીકરી અને વહુઆરુનું તાદૃશ પ્રતીક બની રહે છે[1]

નરસિંહ જ્ઞાની ભક્ત છે. ભાભીના મહેણાથી ઘવાયેલો તે શંકરની ઉપાસના કરી, કૃષ્ણની રાસલીલાના દર્શન કરી, પરબ્રહ્મની શરણાગતિ મેળવે છે ગૃહસ્થાશ્રમ માંડી, કોઈ વ્યવસાય કરવાને બદલે સાધુ વૈરાગીઓની સંગતમાં ભક્તિ કરવામાં જ સમય વ્યતીત કરે છે. સાધુની સંગત અને ભક્તિની રંગત જોઈ, સમાજ તો તેને વ્યવહારશૂન્ય માનતો, પરંતુ સંસાર-વ્યવહાર પ્રત્યે ઉદાસીન ભક્તે પણ સંતાનોનાં લગ્ન સારે ઠેકાણે કર્યાં હતાં એ સૂચક છે[1] કોઈ ધંધોધાપો ન કરવા છતાં આતિથ્યમાં તે ઊણો ન હતો. જે વૈષ્ણવ આવે તે તેને ત્યાં ભોજન પામતો. પ્રભુ તેનું યોગક્ષેમ પૂર્ણપણે સંભાળતા પત્ની અને પુત્ર અવસાન પામ્યાં અને નરસિંહે તો ગાયું. "ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ" આ કડી નરસિંહની નિષ્ઠુરતા નહિ, સ્થિતપ્રજ્ઞતા સૂચવે છે. આવી જ સ્થિતપ્રજ્ઞતા આ આખ્યાનની ઘટના સમયે પણ જોવા મળે છે કુંવરબાઈનું સીમંત આવ્યું અને મોસાળું કરવા જવા માટે વેવાઈની કંકોત્રી મળતાં જ તે 'વિશ્વમહને વેરડમાં રહેવા' પ્રાર્થી, વેવાઈને ગામ જવા પ્રસ્થાન કરે છે એનો ઠાઠ તે કોઈ વહેવારિયાનો નથી. એને એક આખું ગાડું ય મળતું નથી કજોડ બળદો અને ભાંગીતૂટી વહેલ લઈ ને મામેરાની સામગ્રીમાં એ ગોપીચંદન અને તુલસી કાષ્ઠની ગાંઠડી બાંધી લે છે તેનો આ ઢંગ જોઈ વેવાઈનું

---

તમો નિંદતા તુલસીને તાળ, તેણે વશ કીધા ગોપાળ।
જુઓ કમાઈ દુર્બળ તણી, જીવે છે હરિના ગુણ ભણી,
જેગ લખ્યાથી આગા હોય ઘણી, તો માગી લેજો પહેરામણી
(કડવું ૧૪ : ૨-૪)

૧. શામળદાસ કુંઅરનુ નામ, તે પરણાવ્યો રૂડે ઠામ,
કુંવરબાઈ નામે દીકરી, પરણાવ્યા રૂડો વિવાહ કરી.
(કડવું ૩ : ૫)

ગામ મજાક કરે છે પણ પ્રેમાનંદ કહે છે તેમ, ગામના વિષયી લો વૈષ્ણવની ગતિ શું જાણે ? જ્યાં ઝાઝા માંકણ ને ઝાઝા જૂઆ છે એ ખખડ પાંચમ ઘરમાં વેવાઈએ ઉનાગે આપ્યો તો તેને તેનું દુઃ નથી. જ્ઞાતિજનો મન વગરના મળવા આવી, પાછળથી મજાક ઉડા છે તેની તે નોંધ પણ લેતો નથી. દીકરી પણ આવીને સાસરિયા મહેણાંથી અકળાઈને વ્યવહારશૂન્ય ગણાતા પિતાને કડવાં વેણ સંભળા છે તો યે તે સ્વસ્થ રહી 'મોસાળું કરશે શ્રીનાથ' એ પોતાની શ્રદ્ધા પુત્રીમાં પણ સંચાર કરી શકે છે. કુંવરબાઈની વડસાસુએ વેનાઈ આમંત્રો ધજાગરા બાંધવા લખેશરી પણ ન કરી શકે એવી પહેરામણી યાદી તૈયાર કરી તો યે નરસિંહ તો એ જ સ્વસ્થતા ધારણ કરે દીકરીને ધરપત આપે છે કે જેણે પંચાળીનાં ચીર પૂર્યાં તે મામેરું કરશે

વેવાણે સ્નાન માટે ઊકળતું પાણી આપ્યું અને સમોવણ માં 'માન્યા મેહ વરસાવી' લેવાનું કહ્યું તો માનઅપમાનની કોઈ પંચા કર્યા વિના મલ્હાર ગાઈ, પ્રભુ પાસે વર્ષા માગી લે છે. ઘરમાં પાણ ભરાતા વેવાઈ તેની ક્ષમા યાચે છે ત્યારે તે આનંદ પામતો નથી તેમ વરસાદ રહી જતાં ઠગ નાગરો કહે છે કે એ તો માવઠું થયું ત્યારે શોક પામતો નથી

લોકો તો મજાકમાં કહેતા હતા કે મહેતો તો છાબમાં તુલસીપ મૂકીને શંખ વગાડશે, પરંતુ મહેતાએ તો સાચે જ તેમ કર્યું અને તેમાથી ચમત્કાર સર્જાયો. નરસિંહે પ્રભુની પ્રાર્થના કરી, મિત્રદાવે મજા પણ કરી લીધી કે વૃંદાવનમાં રાધાજી પાય ચાંપે છે કે કોઈ ઉત્તમ સ્ત્રી સાથે વિલાસભોગમાં છો ? સાથે સાથે મીઠી ધમકી પણ આપી છે કે જો આ અવસરે નહિ આવો તો પછી નાગર સાથે કામ છે આવો સખ્યભાવ કેળવનાર નરસિંહ કેટલી ઊંચી કોટીનો ભક્ત હતો તે આ ઉપરથી સમજાય છે. નાગરાણીઓ મહેતાની મજાક કરતી રહે છે અને પ્રભુ લક્ષ્મીજીની સાથે દામોદર શેઠ અને કમળા શેઠાણીના રૂપમ

મામેરું કરવા પધારીને નાગરાણીઓનો છાક ઉતારે
તુલસી મૂકી શંખ ફૂંકનાર અકિંચન અને વ્યવહાર-શૂન્ય ગણાયેલા મહેતાને-મારે એની પાસેથી ઉછીતું લઈને અમે કાપડનો વેપાર કરીએ છીએ અને અમારે તો નરસૈંયાની મોટી ઓથ છે એમ કહી, લક્ષ્મીજી તો વ્યવહારડાહ્યા જગતમાં એનું માન વધારે છે. પહેરામણી પૂરી થઈ, શેકશેઠાણી જતાં રહ્યાં અને નણંદની ૭ માસની દીકરી પહેરામણી વગરની રહી ગઈ હતી. કુંવરબાઈ પિતા પાસે આવે છે ત્યારે તે તો કહે છે 'એક તાંતણો મુજથી ન પામે' પણ પ્રભુ લાજ રાખે છે. મહેતાની ઠેકડી ઉડાડનાર નાગરોને પણ એવી અવાજે કહેવું પડે છે કે 'નાગરી ન્યાતે મોટા નરસિંહ, માથે સારંગપાણુજી'.

નરસિંહના આ ચરિત્ર દ્વારા કવિ મનુષ્યની કર્તૃત્વબુદ્ધિનું મિથ્યાત્વ અને પરમાત્માનું સર્વ કર્તાહર્તાપણું ચરિતાર્થ કરી બતાવે છે.

'દશમસ્કંધ'નાં પાત્રોમાં બે માતાઓના આલેખનમાં પ્રેમાનંદે માતૃહૃદયના સંવેદનનો સાચો પરિચય કરાવ્યો છે. દેવકીના આઠમા સંતાનથી પોતાની હત્યા થશે એવી આકાશવાણીથી વ્યગ્ર બનેલો કંસ બાળકો પોતાને સોંપી દેવાની શરતે તેને જીવવા દે છે. દેવકીએ તો ભાઈને કહ્યું પણ હતું કે 'તે પુત્રને હું શું કરું, પીહેર જેથી ઊજડે', પરંતુ પહેલા સંતાનનો જન્મ થતાં તેને કંસને સોંપતા જીવ ચાલતો નથી આખરે માતૃહૃદય ખરું ને![1] સાત બાળકો ગુમાવ્યા પછી આઠમા સંતાનને માટે તે અધીરી બની જાય છે બાળકનો પ્રસવ થતાં તે રડશે અને કંસને ખબર પડશે તો? પુત્રસુખની ઝંખના તેનામાં કેટલી ઉત્કટ છે એ તેના નીચેનો ઉદ્‌ગારો ઉપરથી જણાશે :

૧. દેવકી કહે સાંભળીયે નાથ, કેમ ચાલે પુત્રને આપતા હાથ;
પ્રથમ કુંવરનું રૂપ જુઓ, મરવા વાકે સાતરો થયો.
(કડવું ૭)

૨. 'દેવકીના સાતમા ગર્ભને જોગમાયા આકર્ષી લે છે.

સ્વર્ગ મત્યુ પાતાળમાં, વૈશ્ય શૂદ્ર રાજા રુખી;
ચાર વરણુ કો હશે સ્વામી, આપણા સરખું દુઃખી.
બોયે કાનું લાગે વહાલું, ક્ષણુએ રુએ ક્ષણુએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે ?

પ્રસવ પહેલાં દેવકીએ સ્વપ્ન જોયું કે તે પુત્રને રમાડે છે, પુત્ર કંસને સંહારે છે અને સોળ હજાર પુત્રવધુઓ તેને પગે લાગે છે.[१]

અનુભવું અને પુત્રનું સુખ જશોદાને![1] એનો વિષાદ આ હૃદયસ્પર્શી રીતે કવિ નિરૂપે છે :

કાલાં કાલાં વચન વહાલાનાં, જશોદાજી સાંભળશે;
બારે માસ ચોમાસું મારે, વિજોગે નયણાં ગળશે.

પુત્રને વિદાય આપતાં તેને થયેલી વેદનાને કવિએ આ પંક્તિઓમાં વ્યક્ત કરી છે :

ગોકુળ પધારો હો, બાળક બાપુવાં;
વન રડવડજો હો, પગે નહીં પાસડી.
આતા ઉછેરજો હો, પી પી છાસડી.

**દેવકી** પતિને ભલામણ પણ કરે છે કે પુત્રને એમને એમ મૂકી ન આવશો, એ જણાને સાક્ષી રાખીને સોંપજો. એની આ તકેદારીમાં માતાની અધીરાઈ વરતાઈ આવે છે.

નંદરાય વસુદેવને મળવા આવે છે ત્યારે દેવકી તેમની મારફતે જશોદાને ભલામણ કરાવે છે કે "પુત્રને કોઈને ધીરશો નહિ. પ્રભુએ પુત્ર રૂપે આપેલી થાપણ સાચવજો, ખાટી વસ્તુઓ ખાશો નહિ નહિ તો પુત્રને ભારે પડશે." અહીં પણ પુત્ર માટેની માતાની અધીરાઈ પ્રગટ થયા વિના રહેતી નથી.

આમ, પુત્ર વિરહમાં ઝૂરતી દેવકીનું બહુ જ સચોટ રેખાંકન પ્રેમાનંદે આપ્યું છે.

જશોદા દેવકી કરતાં વિશેષ ભાગ્યશાળી માતા છે. કૃષ્ણને પુત્ર તરીકે ઉછેરવાનો, લાડ લડાવવાનો અને ધમકાવવાનો પણ તેને લહાવો મળ્યો છે. પૂતના, તૃણાવર્ત, શકટાસુર આદિ અસુરોનો ઉપદ્રવ જોઈને માતા પુત્રના આયુષ્ય માટે શંકાશીલ બને છે પરંતુ માતાનો વિષાદ દૂર

---

1. દેવકી કહે ન આપું કુંવરને, કેમ અર્પણ થાય એ પરને;
હું પ્રસવું ને પર ઘેર હાથા, હું તે ફોગટ જસોદા માતા;
(કડવું ૧૩)

સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, વૈશ્ય શૂદ્ર રાજા રુખી;
ચાર વરણુ કો હશે સ્વામી, આપણા સરખું દુ:ખી.
બોલે કાલું લાગે વહાલું, ક્ષણુએ રુએ ક્ષણુએ હસે;
ઓછંગ ઉપર કરે ક્રીડા, જાણું સુતનાં સુખ કેવાં હશે ?

પ્રસવ પહેલાં દેવકીએ સ્વપ્ન જોયું કે તે પુત્રને રમાડે છે, પુત્ર કંસને સંહારે છે અને સોળ હજાર પુત્રવધૂઓ તેને પગે લાગે છે.[1] સ્વપ્નને અંતે જાગી જતાં ગર્ભ ઓસરી ગયેલો જાણી, બ્હેબાકળી બની જાય છે. પરંતુ પરમાત્મા સાક્ષાત્ દર્શન આપી, પ્રસવ પછી પોતાને ગોકુળમા મૂકી આવવા સૂચના આપે છે. પછી બાળમુકુંદનું સ્વરૂપ ધારણ કરે છે આવા વિશ્વંભર પુત્રને પામીને તો દેવકી ધન્ય બની જાય છે પ્રભુએ પ્રગટ થઈ, આપેલુ જ્ઞાન પણ તે ભૂલી જઈને કેવળ એક વત્સલ માતા તરીકે પુત્રના લાડમા ખોવાઈ જાય છે. એ માતાનું આ પાવક દર્શન કવિ આ પંક્તિઓમાં આપે છે :

ચુંબન આલિંગન માત કરતી, સ્તન અગ્ર વદનમા ધરતી;
મહાગે નાથ વિશ્વંભર કહાવે ભૂખ્યો થઈને પયોધર ધાવે.
પયપાન શીખવે છે માડી, મુખમાથી સ્તન નાખે કહાડી.
દેવકી કહે સાંભળીએ સ્વામી, કોણ પુણ્યે હું બાળક પામી;
હસે નયણાં ઉઘાડીને જોતો, દીસે ડાહ્યો શે નથી રોતો.

પુત્રવાત્સલ્યમા ઘેલી બનેલી માતાને વસુદેવ પુત્રને ગોકુળમાં મૂકી આવવા પોતાને સોંપી દેવા કહે છે ત્યારે તેનુ માતૃહૃદય જાણે કકળી ઊઠે છે, વિષાદ સાથે સ્ત્રીસહજ ઈર્ષ્યાનો પણ અંશ છે પ્રસવવેદના હું

---

1. મસવ પુત્ર મારે હવો, રમાડું છઉં તેડી,
પુત્રે કંસાસુર મારીયો, માહારી બાજી બેડી.
સોળ સહસ્ર વધૂ સામટી, મહારે પગે લાગી.
(કડવું ૧૨)

અનુભવું અને પુત્રનુ સુખ જશોદાને![1] એનો વિષાદ આં હૃદયસ્પર્શી રીતે કવિ નિરૂપે છે :

> કાલાં કાલાં વચન વહાલાનાં, જશોદાજી સાંભળશે;
> બારે માસ ચોમાસું મારે, વિજોગે નયણાં ગળશે.

પુત્રને વિદાય આપતાં તેને થયેલી વેદનાને કવિએ આ પંક્તિઓમાં વ્યક્ત કરી છે :

> ગોકુળ પધારો હો, બાળક બાપુડાં;
> વન રડવડજો હો, પગે નહીં ખાસડી.
> આતા ઉછરજો હો, પી પી છાસડી.

**દેવકી** પતિને ભલામણ પણ કરે છે કે પુત્રને એમને એમ મૂકી ન આવશો, બે જણાને સાક્ષી રાખીને સોંપજો. એની આ તકેદારીમાં માતાની અધીરાઈ વરતાઈ આવે છે.

નંદરાય વસુદેવને મળવા આવે છે ત્યારે દેવકી તેમની મારફતે જશોદાને ભલામણ કરાવે છે કે " પુત્રને કોઈને ધીરશો નહિ. પ્રભુએ પુત્ર રૂપે આપેલી થાપણ સાચવજો, ખાટી વસ્તુઓ ખાશો નહિ નહિ તો પુત્રને ભારે પડશે " અહીં પણ પુત્ર માટેની માતાની અધીરાઈ પ્રગટ થયા વિના રહેતી નથી.

આમ, પુત્ર વિરહમાં ઝૂરતી દેવકીનુ બહુ જ સચોટ રેખાંકન પ્રેમાનંદે આપ્યું છે.

જશોદા દેવકી કરતાં વિશેષ ભાગ્યશાળી માતા છે. કૃષ્ણને પુત્ર તરીકે ઉછેરવાનો, લાડ લડાવવાનો અને ધમકાવવાનો પણ તેને લહાવો મળ્યો છે. પૂતના, તૃણાવર્ત, શકટાસુર આદિ અસુરોનો ઉપદ્રવ જોઈને– માતા પુત્રના આયુષ્ય માટે શંકાશીલ બને છે પરંતુ માતાનો વિષાદ દૂર

---

૧. દેવકી કહે ન આપું કુંવરને, કેમ અર્પણ થાય એ પરને;
હું પ્રસવું ને પર ઘેર હાથા, હું તે ફોગટ જસોદા માતા;
(કડવું ૧૩)

કરવા બાળક કૃષ્ણ ભગાડુ ખાઈ પોતાના મુખમાં જ વિશ્વરૂપદર્શન કરાવી, પોતાનું સાચું સ્વરૂપ દર્શાવે છે. પુત્રના પરબ્રહ્મ સ્વરૂપનું દર્શન થવા છતાં માયાને લીધે જશોદાનો માતૃભાવ વધુને વધુ ઉત્કટ બનતો જાય છે. બાળક કૃષ્ણનાં તોફાનો વધતાં જાય છે, ગોપીઓની ફરિયાદ આવે છે અને પ્રત્યેક માતાની જેમ જશોદાને પુત્રનો દોષ વસતો નથી. પુત્ર પર ખોટું આળ ચડાવવા બદલ એ ગોપીઓ પર ગુસ્સો કરે છે. માટી ખાતા પુત્રને શિક્ષા કરવા લાકડી લઈને તે આવે છે, તો તેના મુખમાં ત્રણ બ્રહ્માંડનાં દર્શન કરી, તેના તરફ બાળકભાવે ન જોતાં બ્રહ્મભાવે જોવાનો નિશ્ચય કરે છે[1] પણ સનાતન માતૃહૃદય તેનામાં ધબકતું હોઈ, તે નિશ્ચય ટકતો નથી. ઊભરાઈ જતું દૂધ બચાવવા લેવા પુત્રને ધવરાવતાં વછોડતાં અને પુત્રે ગુસ્સે થઈ બધું વલોણું વણસાડ્યું ત્યારે આવા પરબ્રહ્મસ્વરૂપ પુત્રને પણ શિક્ષા રૂપે બાંધવા તેની પાછળ દોડે છે. પુત્ર પર ગુસ્સે થયેલી માતાનું આ ચિત્ર પણ તાદશ છે :

આગળ પુત્ર ને પાછળ માત, જુએ ગામ બધું રે;
બીજાં બાળક નાસી જાય, મર્કટ વૃક્ષે ચડ્યાં રે.
થાકાં જશોદા માત, ધાતાં ઢળી પડ્યાં રે;
પુનરપિ બેઠાં થાય, અંગ શ્વાસે ભરી રે:
છેડો ખસી જાય, વેણી વીખરી રે.

પુત્રને દયા આવે છે, માતાનું માન રાખવા પકડાઈ જાય છે. પરબ્રહ્મને દોરડે બાંધવા મથતી માતાને હાથે બંધાઈ પણ જાય છે. પુત્રને બાંધતાં તો બાંધી દીધો પણ પછીના પરિણામથી તેને ખોળામાં સમાઈ જવાનું મન થાય છે, ઊખળે બાંધેલા પુત્રે વૃક્ષો પાડ્યાં એ જાણીને

---

1. માતા મન વિસ્મય થઈ અ, બ્રહ્મ રૂપ સાચા હરિ;
હું માતા થઈ હાકવા આવી, છડિકા મેં શું ગ્રહી.
બાળક થઈ એ છંગે રમે, હું પુત્ર હેત મિથ્યા ધરું;
હવે મોહ મૂકું અ જોગી, હું વિષ્ણુ જાણી સેવા કરું.
(દશમ સ્કંધ) (કડવું ૩૪)

વલોણું વાળુસાડવા માટે પુત્રને બાંધનારી જશોદા ઉપર નંદરો| થાય છે. તે તો ઠપકો આપતાં એટલે સુધી કહી બેસે છે કે એવુ લાગે છે કે તને આ પુત્ર પ્રસવવાની વેદના થઈ જ નથી? શકટની જેમ પુત્રને બાંધતાં તારા હાથ ને હૈયું ચાલ્યાં જ કેમ? જશોદાને ભારે પશ્ચાતાપ થાય છે. 'મૃત્યુ તુલ્ય' થઈ જમુનામાં ઝંપલાવવા તૈયાર થાય છે પરંતુ પરબ્રહ્મ ફરી માતાની વહારે આવે છે અને કહે છે કે માતાએ તો દોરડું બાંધી મારી રક્ષા કરી હતી જેથી, આવડાં મોટાં વૃક્ષ પડ્યાં તોયે મને ઈજા ન થઈ માતાએ પુત્રને બાંધ્યો, બ્હીવડાવ્યો તો યે તેને માતા વિના શાંતિ નથી કવિ કહે છે, 'એકે સગપણ તુલ્ય ન આવે, જેવું પુત્ર ને માતા' અને નાગદમન કરવા પુત્રે યમુનામાં ઝંપલાવ્યું છે એવી ખબર મળતાં જશોદા કુહાડીથી કાપેલી કેળની જેમ જમીન પર પછડાય છે, પોતે પુત્ર પાછળ જમુનામાં ઝંપલાવવા દોડે છે ત્યારે બળરામ પણ તેને અટકાવી શકવા અસમર્થ બને છે. નંદ ઉપનંદ તેમને બળ કરી, પકડી રાખે છે. જશોદાનું માણુકડું રિસાઈ ગયું છે, એનું કલ્પાંત સમગ્ર વાતાવરણને પિગળાવી મૂકે છે. પોતે પુત્ર રૂપી રતનનું જતન કરી ન શકી તેનો તેને ભારે વિષાદ છે. પુત્રના લાડ તેને સ્મરણે ચડે છે. કાને કુંડળ અને મુખે મુરલી ધરી તે ગોકુળમાંથી આવતો અને 'ભૂખ્યો છુ' કહી પેટ દેખાડતો! ઘરડી માને હવે કોણ વલોણું કરાવવા લાગશે? પાષાણ હૃદયી થઈને તેને ઊખળ સાથે બાંધ્યો હતો તેથી રિસાઈને તો આમ નહિ કર્યું"

---

1. આ ગોપી મારે બાળક બાંધ્યો, કેમ ચાલ્યું તહારું મન,
નંદ કહે એવું ભારો છે શાકે, તેં નથી પ્રસવ્યો તંન
જો કુંવર કોટિ અન્યાય કરે, તો ય માતા હાડ ન જાય;
પુત્ર પેં દને ગોરસ વહાલું, નેત્રભરી નંદરાય.
ઉત્તર વયે હું પુત્ર પામ્યો, અનાથ થયો સનાથ;
શકટની પેરે બાળક બાંધ્યો, કેમ ચાલ્યા તારા હાથ? જો,
(કડવું: ૩૯)

(ક્ર. ૬૦)

હોય ?[1] જશોદાનો આ વિલાપ ગુજરાતી સાહિત્યનાં વાત્સલ્યમૂલક કરુણ ગીતોમાં ચિરંજીવ છે. પુત્ર નાગનું દમન કરી, હેમખેમ જમુનાના ધરામાંથી બહાર આવ્યો ત્યારે જશોદા ઘણી આશાથી તેને ભેટી પડે છે. રખે ને સર્પે દંશ તો નહિ દીધો હોય ને–એવી આશંકા નિવારવા અધીરી માતા એને બરાબર તપાસી જુએ છે.[2]

પુત્ર કોઈ સામાન્ય બાળક નથી, પરબ્રહ્મ સ્વયં છે એમ જાણવા છતાં તેના યોગક્ષેમ વિશે અધીરાઈ સેવતી જશોદા પાવક માતૃત્વનું પુણ્યદર્શન કરાવી જાય છે.

'સુદામાચરિત્ર'નો સુદામા પ્રેમાનંદના પોતાના સમયનો કોઈક દરિદ્રી બ્રાહ્મણ હોય તેવો જણાય છે. ભાગવતનો બ્રહ્મવેત્તા સુદામો પ્રેમાનંદની કૃતિમાં સ્વ. રા. વિ. પાઠકના મતે નિષ્ક્રિય, નિર્બળ, દયુ-પચુ, વસ્તુસ્થિતિથી દૂર જનારી, પ્રશ્નોથી પરાઙ્મુખ રહેનારી બુદ્ધિવાળો જણાય છે. સુદામાએ ગૃહસ્થાશ્રમ માંડ્યો પણ તેનું 'મન સંન્યાસી' જેવું છે, છતાં તેને ત્યાં દશ બાળક છે! દશ બાળકનો પિતા સુદામો અયાચક વ્રત પાળે છે, જ્યારે સુદામા–પત્ની ભિક્ષા માગી, લોકોનું કામ કરી, કુટુંબનિર્વાહ કરે છે, ખખડપાંચમ ઝૂંપડીમાં ટાઢ વાય તો બાળકો ભસ્મમાં પેસી સૂઈ જાય છે અન્ન મળે તો આહાર કરે છે નહિ તો ભૂખ્યાં જ પોઢી જાય છે. પત્નીને સૌભાગ્ય–ચાંદલો કરવા કંકુ યે નથી, છતાં આ બ્રહ્મતાનીનું રૂંવાડું ય ફરકતું નથી. 'ભવની ભાવઠ ભાંગવા' પત્ની મિત્ર જાદવરાયને જાચવા કહે છે ત્યારે પ્રેમાનંદના સુદામાને બ્રહ્મજ્ઞાન આડું આવતું નથી. 'વિપ્રને નથી માગતાં પ્રતિવાય' એમ તો તે પણ

---

૧. તેં ગખાતર દડાનું કીધું, મનમાં દુઃખ કાંઈ આવ્યું;
ઊખળનું બંધન આજ સાંભર્યું, તે માટે ઝંપલાવ્યું રે.

૨. શરીર જુએ માતા જશોમતી, સર્પનો ડંશ તો દીસતો નથી;
રખે વિષ ચઢ્યું હોય સામળવાન, જુએ તણુઆં તપાસી ચાંપે કાન.

(કડવું ૫૮)

કહે છે પરંતુ 'મિત્ર આગળ માગ મૂકી જાચતા જીવ જાય' છે પૂર્વજન્મમાં સુકૃત ન કર્યા હોય તો આ જન્મે સુખસંપત્તિ ક્યાંથી મળે એવો કર્મવાદનો સિદ્ધાંત ભૂખ્યા બાળકોની માતા આગળ સમજાવવા માંડે છે

પરંતુ છેવટે પત્નીની સમજાવટ આગળ તેને નમતું મૂકવું પડે છે જેની દાઢી મૂછ વધ્યાં છે એવો કૃશ કાયાવાળો સુદામો ફાટેના ખાસડાથી ધૂળ ઉડાડતો, હાથમાં જેષ્ટિકા અને તુંબીપાત્ર લઈ, દશવીશ ચીંથરામાં રત્નની પેઠે જાળવીને બાંધેલા તગતગતા તાંદુલ લઈને મિત્રને જાચવા જાય છે તે નીકળ્યો હતો મિત્રની પાસે યાચના કરવા પણ માર્ગમાં તો એક જ ભાવના દૃઢ થાય છે કે એકવાર મિત્રનું દર્શન પામું તો જાણે ઇંદ્રાસન પામ્યાનું સુખ માનીશ નગરની સ્ત્રીઓ તેની ઠેકડી ઉડાડતી હતી અને બાળકો તેના ઉપર કાંકરા ફેંકતા હતા પરંતુ મિત્ર તો તેનું આગમન સાંભળી, જાણે ઘેલો ઘેલો થઈ જાય છે વૈકુંઠની સમૃદ્ધિ જ્યાં હોય ત્યાં ગરીબ બ્રાહ્મણના તાંદુલ શી વિસાતમાં એ વિચારે સુદામો પેલા તાંદુલ સંતાડે છે પણ કૃષ્ણ તો મિત્રની 'ભવની ભાવઠ ભાગવા' માટે એ તાંદુલ આરોગતા જઈ, તેનું દારિદ્ર દૂર કરતા જાય છે પણ સુદામાને તેની ખબર પડતી નથી પ્રભુનું આતિથ્ય માણ્યા પછી સુદામો વિદાય લે છે, પ્રભુ પોળ સુધી વળાવવા જાય છે પણ હાથમાં એક કોડી પણ મૂકતા નથી એથી જેમ કૃષ્ણની પટરાણીઓ (રુકમણી સિવાયની)ને આશ્ચર્ય થાય છે તેમ આ 'અજાચકની' મિત્રને પણ થાય છે અયાચક વ્રત મૂકીને પોતાની લાખ ટકાની આબરૂ ખોઈ હોવાનું તે માને છે કૃષ્ણ આટલી સમૃદ્ધિ છતાં એને કૃપણ લાગે છે, સુદામો વિવેકબુદ્ધિ પણ ગુમાવવા વિચારે છે કે કૃષ્ણે આતિથ્ય કર્યું તે પણ મારા તાંદુલ લેવાને માટે, પરંતુ આ જ્ઞાનરંજન લાંબું ટકતું નથી તેનામાં ફરીથી વિવેકજ્ઞાન ઉદ્‌ભવતાં તેને લાગે છે કે પ્રભુએ ધન આપ્યું હોત તો હું ભક્તિને ભૂલી જાત દારિદ્ર દુઃખ ન હરીને પ્રભુએ કરુણા જ

કરી છે કારણ, સુખમા ક્રોધ અને કામ જન્મે, જ્યારે દુખ
પ્રભુ સાભરે

જ્ઞાનયોડે ચઢેલા સુદામા પોતાને ગામ આવી પહોચે છે પણ
શોધી શકતા નથી તેની 'તૂટી સરખી ઝૂપડી'ની જગ્યાએ મોટો મહા
ઊભો છે, 'લૂટી સરખી નાર'ને સ્થાને કોઈ પદ્મિની સરખી સ્ત્રી મહા
છે અને 'સપ્યા સરખા છોકરા'નો તો કશો પત્તો જ નથી પે
મહાલયમાથી સહસ્ર દાસીઓથી વીંટાયેલી પદ્મિની જેવી પત્ની તે
તેડવા આવે છે ત્યારે તે તો પરનારીના સ્પર્શના ભયથી નાસે છે જે
તે ૬ કાણી કે રુક્મિણી અથવા સાવિત્રી કે સરસ્વતી માનતો હતો
રમણી ગણિકા છે એવો ભાવ આવી તે કહે છે, 'ભોગાસક્ત, હુ ન
આ યો' પાપિણીઓ તમને પરમેશ્વર પૂછશે, હુ ને મ આણો
વાક્ય ? જેવા અણઘટતા વચનો ઉચ્ચાર છે પ્રેમાનદે અહીં સુદામા
હાસ્યાસ્પદ બનાવી મૂકેલો છે મહાલયમા પેસતા તે પણ જાણે બીજુ કૃષ્
પામે સરકે છે તેના વૈભવ આગળ કુબેરનો વૈભવ પણ તુચ્છ લાગે
ઇન્દ્રના જેવો વૈભવ મેળવ્યા છતા તે વેદાધ્યાયન અને અગ્નિહોત્ર
અને ભક્તિ છોડતો નથી આમ, સુદામો નવધા ભક્તિમાથી સ
ભક્તિને ચરિતાર્થ કરી બતાવે છે

પ્રેમાનદના આ સુદામાના પાત્રાલેખનમા આગળ નોધ્યુ છે તે
પ્રાકૃત દરિદ્રી બ્રાહ્મણ દેખાઈ આવે છે ગમે તેવો જ્ઞાની ભક્ત પ
માનવ સહજ નિર્બળતાને વશ થઈ જાય છે તેમ સુદામાનુ બને
પ્રેમાનદે ભાગવતના સુદામાને વધુ માનનીય બનાવવાનો પ્રયાસ
તેમા તે કઈક વધારે પ્રાકૃત બનાવાઈ ગયો છે શ્રી મુનશી સુદા
વિષે કહે છે પોતાની સ્ત્રીને પારખવાને અશક્ત આ ભોળો
મૂર્તિ આખા મધ્યકાળના સાહિત્યમા અમર કિમા અમર ર્યાં
છે' શ્રી ઇશ્વરલાલ દવે અરનોદે છે "ગુજરાતમા સુદામાને
સમજ્યો હોય તો નરસિંહ સમજ્યો હતો, એક ભક્ત બીજા ભક્ત

સમજી શકતો હતો; પણ તે સિવાય પ્રેમાનંદ, મુનશી કે રા. વિ. ઠકમાંથી કોઈ સુદામાના પાત્રની આદર્શ-નિષ્ઠાને સમજી શક્યું નથી. ર્ય અને અન્નના સંચયના સંસ્કાર ગુજરાતમાં એટલા બધા પ્રબળ લક્ષ્મીની મધલાળ એટલી લોભામણી છે કે ભક્તિ ને જ્ઞાનના દર્શ ખાતર જીવનની નિષ્કિંચનતા રાજીખુશીથી સ્વીકારી લેનાર સુદામો રાતમાં નિષ્ક્રિય મૂર્ખદત્ત જ ગણાતો આવ્યો છે." ડૉ. દવેએ વિ પાઠકને અને શ્રી. મુનશીને નિરર્થક ઝપાટામાં લઈ નાખ્યા છે. બંને વિવેચકો તો પ્રેમાનંદે ભાગવતના સુદામાની આદર્શ-નિષ્ઠા મજ્યા વિના આલેખેલા સુદામાને જ સમજવાનો અને સમજાવવાનો ાસ કરે છે.

## સમાજ-દર્શન : સમકાલીન રંગપૂરણી

પ્રેમાનંદનાં પાત્રો વિશે વિચારતા તે પાત્રોની ગુજરાતીતાની નોંધ લીધી છે શ્રી મુનશીએ નોંધ્યું છે તેમ " પૌરાણિક પાત્રોના તો મ નામ જ, જીવન ને ચરિત તો, તે સમયના પુરુષોના " નાનાલાલ કવિ પણ અવલોક્યું છે કે પ્રેમાનંદનુ ગુજરાતીપણુ એ એમનો મહ ગુણ તેમ એ ગુણ તે જ એની ગુણસીમા શ્રી વિજયરાય વૈદ્ય પ એ જ મત ઉચ્ચાર્યો છે કે તેના પૌરાણિક પાત્રોનુ ગુજરાતીપણું એક દૃષ્ટિએ તેની વિજયસિદ્ધિ છે, તો બીજી દૃષ્ટિએ ગંભીર કહેવા જે મર્યાદા પણ છે | નળાખ્યાન 'ના 'ગગાસિયા જેવા ' લાગતા દેવો, દ બ્રાહ્મણ જેવો સુદામો, બાળકોને વગવતી વખતે સામાન્ય સ્ત્રી જેમ સહેજે મામીની ગાળ એમ કહેતી દમયતી, સોરાષ્ટ્રના કો નાના રજવાડાના કારભારી જેવો ધૃષ્ટબુદ્ધિ, વૃદ્ધાવસ્થાએ પરણતા તે થયેનો ઋતુપર્ણ જેમ પ્રેમાનંદના સમયના ગુજરાતીઓ લાગે છે, તેવા પાત્રો ભારતના અન્ય પ્રદેશમા મળવા પણ મુશ્કેલ નથી ગુજરા લાગતા નદજશોદામા વત્સલ હૃદયનો ધબકાર છે તે અન્ય પ્રદેશ માતાપિતામા યે મળે કુવરબાઈની સાસુ અને વડસાસુ તેમ જ ન કેવળ ગુજરાતમા જ મળે એવુ નથી મામીની ગાળ સહુનાતુ કે ગુજરાતી ભાણેજ઼ઓના જ નસીબમા નથી હોતુ પરતુ પ્રેમાનં પાત્રોના ગુજરાતી વ્યક્તિત્વને ઉપસાવવામા સમકાલીન ગુજરાતી સમાજ ભૂમિકા વધુ ઉપકારક બને છે.

મધ્યકાલીન આખ્યાનોમા જે તે સમયનાં રૂઢિરિવાજોનુ જનસ્વભાવનુ થોડે ઘણે અશે પ્રતિબિંબ પડેનુ જોવામા આવે છે પ્રકારનુ નિરૂપણ કોઈ પૂર્વનિશ્ચિત યોજનાથી અથવા વિશેષ પ્રકાર આયાસથી થતુ એવુ નથી પુરાણના વસ્તુને આખ્યાનકારો સમકાલ વાતાવરણનો ઓપ આપતા. એમા કદાચ તેમની કલ્પનાશક્તિ

ર્યાદા પણ વરતાય. પરંતુ આ લક્ષણ આખ્યાનમાં સ્વરૂપને બાધક વડ્યું નથી બલ્કે કેટલાંક ઉદાહરણોમાં તો તે ઉપકારક નીવડ્યું છે, ટલું જ નહિ, આખ્યાન સ્વરૂપનું તે એક લક્ષણ પણ ગણાયું છે. ા પ્રકારની સમકાલીન ભૂમિકા તૈયાર કરવાથી કૃતિ વધુ લોકભોગ્ય નતી એ લાભ (અને લોભ પણ) આખ્યાનકારને મન જેવો તેવો નહતો.

પ્રેમાનંદનાં આખ્યાનોમાં સમકાલીન સમાજ અને વાતાવરણનું દર્શન વિશેષ પ્રગટ રૂપે છે. સમકાલીન ગુજરાતી સમાજનું દર્શન એ તેનો ગુણ-વિશેષ બને છે. કદાચ એણે જે સમકાલીન લાક્ષણિકતાઓ દર્શાવી તે કેવળ ગુજરાતની જ નહિ હોય, બીજા પ્રદેશોમાં પણ તે જોવા મળે આમ છતાં, પ્રેમાનંદની દૃષ્ટિ નંદરબારથી આગળ ગુજરાત બહાર ગઈ નથી. પોતાના સમયના વિશિષ્ટ રીતે ગુજરાતી રીતરિવાજો, જનસ્વભાવની ખાસિયતો, *ઉત્સવો પ્રસંગોનું નિરૂપણ આખ્યાન કવિ કરે એ એક પરંપરા હતી.* પ્રેમાનંદની વિચક્ષણ અવલોકનશક્તિ અને નિરૂપણપ્રતિભાથી આ અંશ બીજા આખ્યાન કવિઓની સરખામણીમાં વિશેષ સ્ફુટ થયો છે. પ્રેમાનંદનાં આખ્યાનો એક રીતે તેના સમયના ગુજરાતી સમાજ-દર્શનનાં દસ્તાવેજી ચિત્રો જેટલું મૂલ્ય ધરાવે છે એમ કહીએ તો અતિશયોક્તિ નહિ ગણાય.

પ્રેમાનંદનાં આખ્યાનોમાં પુત્રજન્મથી માંડીને સીમંતવિધિ સુધીના ગુજરાતી આચારોનું નિદર્શન મળે છે. પ્રસૂતિવેદનાની વાત સ્ત્રી સામાન્ય રીતે પોતાની માતાને કે બહેનને કહી શકે અથવા બહુ બહુ તો નણંદ સાસુને કહે, પૂરા માસ થતાં દેવકીને પોતાની વિમાસણ બહુ જ સંકોચ સાથે પતિને કહેવી પડે છે. (દશમસ્કંધ: કડવું ૧૦) પ્રસવવેદના અને એમાંથી મુક્ત કરવા માટે યોજાતા ટુચકાઓનું નિરૂપણ કવિ 'અભિમન્યુઆખ્યાન'માં કરે છે. અભિમન્યુના જન્મ સમયે સુભદ્રા જે વેદના અનુભવે છે એ પ્રત્યેક પ્રથમ પ્રસૂતાની હોય છે :

રગ તણાયે ને તાપ ઉપન્યો, શરીરે વાધ્યું શીત જી;
નસ નીસરી કરપદ કેરી, ઊભા નવ રહેવાય જી.

હલક હેડકી ને શ્વાસ આવે, શ્યામાને શરીર જી
જળજળાં લોચન કાચ સરીખાં, નિશદિન વહેતું નીર જી;
પુત્રીની પીડા દેખીને રોવા લાગ્યો, માતતાતજી.
( કડવું. ૧૬

આવી પીડામાંથી પ્રસૂતાને મુક્ત કરવા અનેક પ્રકારની બા
આખડી તેમ જ દોરાધાગા કરવામાં આવે છે. રોહિણીએ સાત દિ
સુધી પાણી ન પીવાની બાધા રાખી, વૈદ જોષી અને ભૂવાને બોલાવ
મત્રતંત્રનો આશરો પણ લેવામાં આવ્યો :

રૂડું યાત્રા રોહિણીજીએ, ઉગ્ર આખડી લીધી જી;
સાત દિવસ લગી સુતાને, અર્થે જળ અંજલિ નવ પીધી જી.
ભુવા પંચાશરિયા તેડાવ્યા, આવ્યા વૈદ તે વારે,
તંત્ર જંત્ર ને મંત્ર, પાણી પાઈને દેતા ધૂણી જી.
ઉતારો જોશીએ મેલાવ્યો, ત્રવટિયે છાણું ને પૂણીજી;
( કડવું. ૧૬

મહાભારતમાં ગર્ભમાંના બાળકને કૃષ્ણ ચક્રાવાવ્યૂહના ૭ કોઠા
જ્ઞાન આપે છે અને સાતમા કોઠાનું જ્ઞાન જન્મ પછી આપવાનું ક
છે એવી વાત છે પરંતુ પ્રસૂતિ ન થતી હોય ત્યારે એક જં
તરીકે ત્યાં ચક્રાવાવ્યૂહનો ઉલ્લેખ નથી. હકીકતમાં ચક્રાવાવ્યૂહના જ્ઞા
પછી સુભદ્રાને પ્રસૂતિ થઈ હતી એથી એક ટુચકા તરીકે થાળી
પાણી રેડી તેમાં ચક્રાવાવ્યૂહ ચીતરી, તે પાણી પિવડાવવામાં આવે છે
પ્રેમાનંદ તો આ લોકમાન્યતાનો ઉપયોગ 'અભિમન્યુ આખ્યાન'માં
કરે છે અને તેને ' એ જન્મ પામવાના જંત્ર તરીકે ઓળખાવે છે.

ચક્રાવો ચીતર્યો ભગવાને, ભગિની શું બે સ્યા ભગવંતજી;
સુભદ્રાજી સન્મુખ થાઓ, સાંભળો એક સંતજી;
એ જન્મ પામવાનો જંત્ર છે... ... ... ( કડવું. ૨૮)

બાળકનો જન્મ થતાં વાજિંત્ર વગાડી, તેની જાહેરાત કરવામાં-માવે છે. આજે પણ પુત્રજન્મ વખતે થાળી વગાડવાનો રિવાજ છે. અભિમન્યુનો જન્મ થતાં જ,

સુભદ્રાએ પુત્ર પ્રસવ્યો, વાત સાંભળી ચોફેરીજી;
હાથા તોરણ હરિને મંદિર, વાજે વાજીંત્ર ને ભેરીજી.

( કડવું. ૨૦ )

એ જ રીતે 'દશમસ્કંધ'માં પણ પુત્રજન્મના ઉત્સવનું સરસ નિરૂપણ કરવામાં આવ્યું છે. ( કડવું ૧૯ ). પુત્ર જન્મ પછી જે કેટલીક વિધિ કરવામાં આવે છે એમાં બારણે હાથ મારવાનો પણ એક રિવાજ છે પુત્ર જન્મતાં જ તેને ગોકુળ મૂકી આવવાનો છે એથી, પુત્ર–વિરહના વિચારે રોતી દેવકી કહે છે :

હું પ્રસવું ને પરઘેર હાથા... ... ... ( કડવું ૧૪ )

નંદને ત્યાં પુત્રી જન્મના ઉત્સવનું નિરૂપણ કરતાં પ્રેમાનંદ કહે છે:

કુંકુમ હાથા બાર, દેતી ગોવાલણી રે

પુત્રજન્મ પછીના જાતકર્મસંસ્કારનો નિર્દેશ પણ 'અભિમન્યુ આખ્યાન'ના વીશમા કડવાને અંતે મળે છે :

વિપ્રને બહુ દાન દીધાં, અર્જુન કીધુ જાતકર્મ જી.

નવા જન્મેલાં બાળકો માટે આજ સુધી ચાલુ રહેલાં 'ઝભલાટોપી' લઈ રમાડવા જવાનો રિવાજ પ્રેમાનંદના સમયમાં હતી. બહારથી વ્યવહારુ હોવાનો દેખાવ કરતાં કંસ નંદને ત્યાં નવજાત શિશુ માટે 'ઘેરેનું આંગલાં ટોપી લઈ જાઓ, સુતને વાગે!' એવી આજ્ઞા સેવકોને કરે છે. નવજાત શિશુને 'ઝોળીપોળી' કરવાનો રિવાજ આજે પણ કેટલાંક કુટુંબોમાં છે.

માસ દિવસે કીધો સંસ્કાર, સૌભાગ્યવંતી ઊભી રહી ચાર;
પચરંગ પટની ઝોળી કરી, ઊભી અબળા છેડા ધરી.

... ... ... ...

મીઠા મુખ મહિયારી કરે, ઘણું જીવો કહાન અબળા ઊચરે.
જશોદાજીએ ઊંચકી કરી, ઝોળીમાં પહોરાવ્યા હરિ.

... ... ... ...

મુખ જોઈ જસોદા વારણે જાય, હિંડોળે ગોપી હાલરું ગાય.
( કડવું ૨૫ )

નામકરણના વિધિનો ઉલ્લેખ પણ 'દશમસ્કંધ'માં મળે છે. નામ-કરણ સાથે જોશી પાસે જન્મોત્રી બનાવડાવી વંચાવવાનો ચાલ આજે પણ કેટલાંક કુટુંબોમાં જોવા મળે છે. ( કડવું. ૨૯, ૩૦ )

બાળકના જન્મને થોડા માસ થયા એટલે પ્રસૂતાના સાસરાના સંબંધીઓમાંથી નજીકનું કોઈ સગું, સામાન્ય રીતે દિયેર, તેને તેડવા માટે આવે: એ રિવાજનો ઉલ્લેખ 'અભિમન્યુ આખ્યાન'માં આ રીતે મળે છે, સુભદ્રાને તેડવા દિયેર નકુળ આવે છે.

ત્રણમે સાઠ દિવસનો બાળ, પિતા કેરું રૂપ પાવન;

... ... ... ...

નારાયણને નકુળ ભેટ્યા, કહી કુશળની વાત;
સાસરવાસો સુભદ્રાને, કરે, બન્ને ભ્રાત.

બાળકના જન્મ પછી, વહુ પહેલી વાર સાસરે જાય ત્યારે સાસુ વગેરે વડીલોને પગે લાગી, કંઈક ભેટ ધરવાનો પણ રિવાજ છે. આ ભેટને 'પગેલાગણું' કહેવામાં આવે છે. સુભદ્રા પણ કુંતાને પગે લાગીને—

'પગેલાગણું' કીધું ઘણું, જે પીહેરની સૌભાગ

બાળક પાંચ છ વર્ષનો થાય એટલે તેને ગુરુને ત્યાં ભણવા મૂકવાનો નિર્દેશ 'ચન્દ્રહાસ આખ્યાન'માં છે. કુલિંદ અનાથ બાળકને પોતાને ત્યાં લઈ જઈ, ઉછેરે છે અને સારો દિવસ જોઈ,

... ... ... ...ઘેર તેડ્યો અધ્યારુ,
ત્યાં સોંપી આવ્યો પુત્રને ભણવાને ભૂપાળે.
( કડવું ૯ )

ગુરુને 'અધ્યારુ' કહેવાનો અને તેને ઘેર બોલાવી, બાળકને ભણવા સોંપવાનો રિવાજ મહાભારતકાળનો નહિ પણ મધ્યકાલીન ગુજરાતનો છે. ચન્દ્રહાસે 'પાટી પાટલા પણ્યા પૃથ્વી' એ ઉપરથી અધ્યારુની 'ધૂળી' નિશાળનો પણ નિર્દેશ મળે છે.

પુત્ર થોડો મોટો થાય એટલે માના પુત્રવધૂના સ્વપ્ન જોતી હોય અને પુત્રી આઠેક વર્ષની થાય એટલે પિતાને તેનાં લગ્નની ચિંતા થાય એ પણ ગુજરાતી સમાજનું દર્શન છે. 'ચન્દ્રહાસ આખ્યાન'માં મેધાવિનીને એજ રીતે સાસુ બનવાના કોડ છે:

> પુત્ર સાથે કુળવધૂ તે, લાડ કોડે ચરે દીઠયાં રે;
> આદર કરીને અન્ન પીરસું, દેખી ઠરે મારાં હૈયા રે.
> હાક મારતાં 'જી, જી' કહીને ઉત્તર આપે વહુ રે;
> તે સુખ તો મેં કાંઈ યે ન દીઠું, કંઈ પેરે કોતી રહું રે.
> (કડવું ૧૯)

'દશમસ્કંધ'માં પણ કૃષ્ણના જન્મ પહેલાં દેવકી સ્વપ્ન જુએ છે તેમાં 'સોળ સહસ્ર વધૂ સામટી મહારે પગે લાગી' એનો ઓરિયો તેને બીનતો લાગે છે. 'ચન્દ્રહાસ આખ્યાન'માં કુંતલરાજાની પુત્રી દશ વર્ષની થઈ ગઈ છે છતાં તેનું લગ્ન થઈ ન શક્યું તેનું દુઃખ અનુભવે છે.

> પણ દાઝ રહી એક મોટી મનમાં, કુંવરી નવ દેવાઈજી;
> મેં દશ વર્ષ લગી પુત્રીને, ન ખોળો જમાઈજી.
> (કડવું ૨૫)

આવો વિષાદ અનુભવતો કુંતલરાજા પુરાણ સમયનો નહિ પરંતુ બાળલગ્નો જે સમયમાં રૂઢ થઈ ગયા હતા તે પ્રેમાનંદના સમયનો પિતા છે.

'શામળશાનો વિવાહ'માં તો લગ્નવિધિનુ નિરૂપણ આવે તે સ્વાભાવિક છે. વળી, એ લગ્નવિધિ ગુજરાતી સમાજની હોય એ પણ સહજ છે. પરંતુ પૌરાણિક કથાવસ્તુ લઈને રચેલાં આખ્યાનોમાં પણ પ્રેમાનંદે પોતાના ગુજરાતી સમાજની લગ્નવિધિનુ નિરૂપણ કર્યું છે.

તેનાં 'ચન્દ્રહાસ આખ્યાન', 'ઓખાહરણ' અને 'અભિમન્યુ આખ્યાન'નાં લગ્નપ્રસંગનાં વર્ણનો ભેગાં વાંચીએ તો પ્રેમાનંદના સમયમાં લગ્નપ્રસંગ કેવી રીતે સંપન્ન થતો તેનો ખ્યાલ આવે.

વિચાર કરો તો આજ મધરાતે
છે ઘડિયાળાં લગ્ન જી.

ચંપકમાલિનીનાં લગ્નનું તાત્કાલિક મુહૂર્ત કાઢી આપતા ગાલવના આ વચન ઉપરથી પ્રેમાનંદના સમયમાં પણ આવાં ઘડિયાં લગ્ન થતાં હશે તેનો ખ્યાલ આવે છે. ધૃષ્ટબુદ્ધિ આવતાં કદાચ તે ફરી જાય અને પોતાની આગાહી ફોક થાય તો? આવા વિચારે તાત્કાલિક સગવડિયું મુહૂર્ત કાઢી આપતો ગાલવ, યજમાનોની અને સાથે સાથે પોતાની સગવડ સાચવી લેવા સગવડિયું મુહૂર્ત કાઢી આપતા પ્રેમાનંદના સમયના કોઈક ગોર જેવો લાગે છે.

જાનને ઉત્તમ ઉતારા આપવા, પીઠી ચોળવી, અઘોળ કરવો, વરઘોડો કાઢવો, વરના હાથમાં શ્રીફળ આપવું, વરના નજીકનાં કુટુંબીજનોનાં બાળકોનાં સાંબેલાં કાઢવાં, નજર ન લાગે માટે વરના ગાલ પર કાજળનું ટપકું કરવું, વરકન્યાને હાથે મીંઢળ બાંધવા સાસુએ ધૂસળ મૂસળે વરને પોંખવો, માંહ્યરું બાંધવું, અંતરપટ ધરી, સાવધાન શબ્દોનો ઉચ્ચાર કરીને મંગલ શ્લોકો બોલવા, કુળનો ગોત્રોચ્ચાર કરીને કન્યાદાન કરવું, મંગળફેરા ફરવા, કંસાર જમવો, ફટાણાં ગાવાં, વરપક્ષના સંબંધીઓને પહેરામણી આપવી, કન્યાને વિદાય સમયે શિખ દેવી વગેરે ગુજરાતી લગ્નવિધિનાં અંગો પુરાણકાલીન નહિ પણ પ્રેમાનંદકાલીન છે. પ્રથમ 'ઓખાહરણ'માંથી એક અવતરણ જોઈએ.

નાણું મોકલે બાણાસુર રાય, વરકન્યાને પીઠી ચોળાય;
વર ઘોડે ચઢ્યો, ગીત ગાય, અનિરુદ્ધ આવ્યો માંહ્યરામાંય.

... ... ... ...

સમે વર્તે સાવધાન, અસુરપત્ની કરે છે ગાન,

... ... ... ...

તારાં આડું અંતરપટ તાણી, ઓખા માંહ્યરામાં આણી.
અનિરુદ્ધ આગળ બેસાડે, સુખ આગળ દુઃખ વિસારે.
હાથેવાળો સાહ્યો છે પાણ, વરકન્યા સુંદર સુજાણ;
આડાં અંતરપટ અળગાં લીધાં, કન્યા છાંટણે તંબોલ કીધાં.
પહેલું મંગળ તે વરતાય, વરકન્યાને ફેરા ફરાય,
ભેરીના શબ્દ અનુપમ થાય, માનિની મંગળ ગાય.
ધેનુ આપી સહસ્ર દૂઝણી, સહસ દાસી આપી વિચક્ષણી,
બીજું મંગળ તે વરતાય, ત્રણ સહસ્ર રથ શ્રીકાર.
ત્રીજું મંગળ તે વરતાય, આપ્યા ચૌદ સહસ્ર તોખાર.
આપ્યાં આયુધ સેવકજન, સોનુંરૂપું સાત મણ ધાન,
ચોથું મંગળ તે વરતાય, આપી સાતસો અનુપમ ગાય.

... ... ... ...

એમ વર્ત્યાં મંગળ ચાર, શ્વસુરપત્ની પીરસે છે કંસાર;
હસી હસી આરોગે સ્ત્રી ભરથાર, મન આનંદનો પાર:
[1]ત્યાં દાસીજન ગીતો ગાય, જામાત્રને હસવું થાય.
"જમો, જમો, કંસાર જમાઈ, કીધી વડવા જેવી કમાઈ;
ક્હાંથી પેઠો ઘર ખંખોળી, તમે ઉતરી ઓખાબાઈ ભોળી.
તારા કુણ પિતા, કુણ માતા શું કરીએ ભૂલી વિધાત;
દાનવ માનવ જોતાં ખામી, નીચ ઊંચની કન્યા પામી.
છોરા ઘી પીજે, ઘી પી, તારું શરીર થાય કાંઈ માતું રે,
તારે ઘેર ક્યાંથી દૂઝાણુ રે, રખે સાસરિયાં વિના થાય વહાણુંરે.
એમ ગીત ગાય છે વળી રે. વરકન્યા ઊઠયા પરણી રે,
ચાર સુવાસણ આવી વધાવે રે, એમ અખંડ એવાતણ ભાવે રે

'ચન્દ્રહાસ આખ્યાન'માંથી એક અવતરણ લઈએ :

---

1. ફટાણાંના પ્રકારના ગીતો.

આપ્યા વરને ઉત્તમ ઉતારા રે,
મોકલ્યા સેવક સેવા કરનારા રે.
બહુ પ્રેમદા પીઠી ચોળે રે
વર ઉષ્ણોદકે અંઘોળે રે.

... ... ... ...

એવે દુંદુભિ સર્વ ગડગડિયાં રે
વિષ્ણુભક્ત વરઘોડે ચડિયા રે;
વિસ્મે થઈ થઈ બોલ્યા લોક રે
"વરને માનુષ કહેતા ફોક રે

... ... ... ...

કરમાં કેવું શ્રીફળ લીધું રે,
એને ગાલે ટપકું કેવું કીધું રે[૫]
ધૂસળે મુસળે પોંકી પધરાવ્યાં રે
માહેરામાં ગાલવ રૂષિ લાવ્યા રે[૬]
પછે તાણુવ છાંટણાં કીધાં રે
ગાલવે ગોત્રજનનાં નામ લીધાં રે.
આવ્યાં ચોરિયે યુગ્મ નિધાન રે,
મદન આપે કન્યાદાન રે.

'અભિમન્યુ આખ્યાન'માં વરઘોડાનું અને વરરાજાનું વર્ણન નોંધવા જેવું છે :

જાન આવી છે મંડળ ભણીરે, જુવે નાર નગરતણીરે
જાંદરાણી ગીતો ગાય રે, અડકદડક બોલે ચીકણી રે.

... ... ... ...

જાદવના પુત્ર સાબેલડા રે, અશ્વ ચડ્યા અલબેલડાં રે,

... ... ... ...

વરજી તે ચડીયા વરઘોડયે રે, પ્રદ્યુમ્ન જેની જોડયેરે.

નગરની નારી નરખતી રે, વદન જોયા તે હરખતી રે.
મામા કાકાની સાથમાં રે, નાળીયેર લીધું હાથમાં રે.

... ... ... ...

ટોડર ઉપર મોહીએ રે, ગાલે ટમકલું સોહીએ રે.
કંઠે માળા મોતીતણી રે, તે માંહે મોટા મણી રે.
કાને કુંડળ લટકતા રે, તેમાં મોતી હીરા ઝળકતાં રે,
સુલક્ષ માડી જુએ રે મીંઢળડી રે, વરને હાથે વેઢ ને વીંટડી રે.
નૈણુ રેખ કાજળતણી રે, દંતમાં મેખ સોનાતણી રે,

... ... ... ...

ગાજતે વાજતે મંડપે આવ્યા રે, સાસુએ વર વધાવ્યા રે.

કન્યાને વિદાય દેતી વેળા અપાતી શિખામણ લગ્નના સામાજિક અંગનો એક ભાગ જ છે. એ ઉપરથી વહુવારુના આચાર વિશે પણ નિદર્શન મળી રહે છે. 'ઓખાહરણ'માં ઓખાની માતા પણ પ્રેમાનંદ-કાલીન ગુજરાતી માતાની જેમ શિખામણ આપે છે :

શી શીખામણ દેઉં દીકરી, અમારી લાજ વધારજે;
પ્રીતે પતિ આજ્ઞા આપે તો, પિયર ભણી પધારજે.
સસરા જેઠની લાજ કાઢજે, નવ બોલીએ ઊંચે સ્વરે;
આછું ઓઢીને હીંડીએ, દષ્ટિ રાખીએ ભોમ ઉપરે.
રૂડી ભુંડી વાત વિસારી, સાંભળીને વિચારીએ;
ઉઘાડા કેશ ન મેલીએ, ઘણું ઝીણું વસ્ત્ર ન પહેરીએ.
ભાઈ વિના કો પુરુષ સાથે, ગાન ગોઠ ન કીજિયે;
સાસુ સસરો રીસ કરે તો, સામા ઉત્તર ન દીજિયે.
પરાયે ઘર જઈએ નહિ, નહિ જોઈએ અરુંપરું;
પૂછયા વિના ઉત્તર દીજે, જથારથ બોલીએ ખરું.
દાસી માણસનો સંગ ન કરીએ, પિયરને ન વખાણીએ;
અનંત અવગુણ હોય સાસુતણી સ્વામી મુખ ન આણીએ.

મોટે સાદે હસીએ નહિ, કોઈ સાથે તાલી ન દીજિયે;
ઊભાં રહી ઉઘાડે માથે, મારી પુત્રી પાણી ન પીજિયે.
ભરથાર પહેલું જમીએ નહિ, ઉચ્છિષ્ટ જમીએ નાથનું;
'તું' કારીએ નહિ સેવક સાદે, માન રાખીએ સહુ સાથનું.
દિવસે ના સૂઈએ દીકરી, વચન પ્રભુજીનાં પાળીએ;
સાસુ સસરો સાદ કરે તો, જી જી કહી ઉત્તર વાળીએ.

વહુઆરુથી પતિ રજા આપે તો જ પિયર જવાય, નીચી દૃષ્ટિ રાખીને જ હરાય ફરાય, ઝીણાં વસ્ત્રો ન પહેરાય, સસરા જેઠની લાજ કાઢવી, પારકે ઘેર જવાય નહિ, સાસુ–સસરાને સામો ઉત્તર દેવાય નહિ, સાસુનાં ગમે તેટલા અને તેવા અવગુણ હોય પતિને કહેવાય નહિ, મોટેથી હસાય નહિ, પતિના જમ્યા પછી તેનું ઉચ્છિષ્ટ હોય તે જ જમાય. દિવસે સુવાય નહિ વગેરે શિખામણો મધ્યકાલીન સમાજમાં છે તેમ આજે ય ઘણા કુટુંબોમા પળાય છે અને પાળવાનો આગ્રહ રખાય છે.

લગ્ન પછી સીમંત વિધિનું પણ પ્રેમાનંદે વીગતે નિરૂપણ કર્યું છે. 'કુંવરબાઈનું મામેરું' તો સીમંતનું જ કાવ્ય છે–અને પ્રેમાનંદથી થોડા સૈકા પહેલાં થઈ ગયેલા ભક્તના જીવનમાંથી જે કાવ્યનું વસ્તુ લેવાયલું હોય તેમાં તો ગુજરાતી સમાજની સીમંતવિધિનું નિરૂપણ હોય એ સ્વાભાવિક છે. પરંતુ પ્રેમાનંદ પૌરાણિક સમયના કથાવસ્તુમાં પણ તક મળતાં, લગ્નવિધિની જેમ, પોતાના સમયમાં પ્રચલિત ગુજરાતની સીમંતવિધિનું જ નિરૂપણ કરે છે. મોસાળું લઈને જવું, રાખડી બાંધવી, દિયર ખુશટિયો બનવો, પહેરામણીની યાદી બનાવવી, પહેરામણી વખતે રિસામણા મનામણાં થવાં વગેરે મુદ્દાઓમાં 'અભિમન્યુ આખ્યાન'માંના સુભદ્રાના સીમંત વિધિ અને 'કુંવરબાઈનુ મામેરું'માંના કુંવરબાઈના સીમંત વિધિ વચ્ચે ઘણું સામ્ય છે. કૃષ્ણ અને બલરામ મોસાળું લઈને જાય છે; દુઃશલ્યા રાખડી બાંધે છે. અને દિયેર નકુળ

ખુશટિયો બને છે; કુંવરબાઈની વડસાસુની જેમજ ભીમ ભારે યાદી બનાવતાં છેવટે ઉમેરે છે કે 'આનાથી અદકું કરો તો તમારા ઘરની લાજ.'

મોહન મોસાળું લાવિયા, આવિયા સાથે તે રામ;
જેને ઘટે તેવું આપીયું, ખરચ્યા બહુ દામ.

દુઃશલ્યાએ બાંધી રાખડી, થયો નકુળ ખુશટિયો;
વહેવાઈ થઈને માંગતો, ભીમ તે મહા હઠિયો.

કહે જાદવ શાને આવિયા, શું લઈને મોસાળું;
પુરું પડે તો ત્યાં રહેજો, નવ તો કરો રખવાળું.

કૃષ્ણ તો સર્વસંપન્ન છે એને પણ વહેવાઈ દાવે ભીમ આમ કહી શકે છે તો નરસિંહ તો અકિંચન છે. એની મજાક નાગરો ઉડાવે એમા નવાઈ શી? પરંતુ ગુજરાતી સમાજમાં દીકરીનો બાપ, વિશેષ કરીને આવે પ્રસંગે, દબાતો આવ્યો છે એને દબાવવાનો જાણે વહેવાઈને હક્ક હોય એમ માનવામાં આવે છે એનું આડકતરું નિર્દેશન પણ અહીં થઈ જાય છે; તેમાં ય નિર્ધન સગાંની તો નરસિંહની જેમ કોઈ ગણુતરી જ નહીં રખાતી હશે એમ જણાય છે. 'અભિમન્યુ આખ્યાન' અને 'કુંવરબાઈનું મામેરું' બન્નેની યાદીમાં એ સમાન તત્ત્વ છે વહેવાઈને મૂંઝવણમાં મૂકી દેવો. 'અભિમન્યુ આખ્યાન'માં તો ભીમ બળરામને કહે છે કે તમારો હાથ ન પહોંચે તો અમારી પાસેથી લઈને મોસાળાની છાબ ભરો; તેમ 'કુંવરબાઈનુ મામેરું'માં વડસાસુ કહે છે કે યાદી તૈયાર કરવામાં આપણું શું જાય? બન્નેનો હેતુ વેવાઈની આબરૂનો ધજાગરો ચઢાવવાનો છે. ગુજરાતી સમાજમાં દીકરીના બાપના ગજા ઉપરાંતની પહેરામણી માગવાનું પ્રેમાનંદના જમાનામાં સહજ હતું તેમ આજેય છે. લગ્ન કે સીમંતવિધિમાં પહેરામણી વખતે સબંધની નિકટના અને મહત્ત્વ પ્રમાણેનો વરિષ્ટતાનો ક્રમ ન સચવાય અથવા યોગ્યતા પ્રમાણેની પહેરામણી ન મળે તો રિસાઈ જવું, ગુસ્સો કરી જતાં રહેવું, અને દીકરીને ભવિષ્યમાં મહેણાં ન સાંભળવાં પડે

માટે રિસાયલાં સગાંને ગમે તે ઉપાયે મનાવી લેવાં વગેરે ગુજરાતી સમાજમાં અતિ સામાન્ય છે. ‘ કુંવરબાઈનું મામેરુ ’માં બ્રુશટિયો પાંચ સોનામહોર વિના બ્રુશટ મારવા તૈયાર થતો જ નથી, નણંદ બે તોલાની રાખડી લાવી હતી, તેને દશ તોલા સોના વિના સંતોષ નથી, વડસાસુને મૂકીને સાસુને પહેલાં પહેરામણી કરી તો વડસાસુ રિસાઈ બેઠાં :

વડી વહુવર આગળ થઈને હું ઘરડી બેસી રહી રે ? લક્ષ્મીજી તેમને સારું ખીરોદક આપી, મનાવી લે છે. બધી વિધિ પૂરી થઈ જાય છે ત્યાં નણંદની નાની દીકરી રહી ગઈ છે એમ જણાતાં તે રિસાઈ બેસે છે. ક્ષુદ્રતા કેવળ ‘મામેરુ’મા જ નથી, ‘અભિમન્યુ આખ્યાન’માં પણ તેમ જ બને છે પહેરામણીમાં દ્રૌપદી જ ભુલાઈ ગયાં છે, તે રિસાઈને સુભદ્રાને મહેણું મારી અંતઃપુરમાં જતાં રહે છે અને અર્જુનને શાપ આપવા તૈયાર થાય છે :

> પહેરામણી કરી પરવર્યા, પાંડવ ઘેર વનમાળી જી;
> તે પહેલા વીસરી ગયા, હરિ હલધર, જે પાંચાળી જી.
> ક્રોધ કરીને બોલ્યાં પટરાણી, સુભદ્રાની પ્રત્યે જી:
> ભાઈ હરિ તો ભાઈ છે મારો, પણ ટચકે તેડયો સરતે જી.
> એવું કહીને અંતઃપુરમાં અર્જુનને દેતી શાપ જી;
> સુભદ્રા ગઈ કૃષ્ણની પાસે, પડી પેટડીઆમાં ફાળ જી.
> સાન કરીને કહ્યું કૃષ્ણ પ્રત્યે, જે વીસરીયાં પટરાણી જી.
> એક સાથે ધાઈને આવ્યા, ઘરમાં સારંગપાણી જી:

છેવટે ‘દુઃખ વેળા પૂરજો ચીર જી’ એવું વચન પહેરામણીમાં લઈને પ્રેમાનંદની દ્રૌપદી માની જાય છે.

‘મામેરુ’માં દામોદર દોશીના વર્ણનમાં ગુજરાતના પ્રેમાનંદકાલીન વણિકનું સુંદર રેખાચિત્ર મળે છે :

> વાઘો શોભે કેશર છાંટે રે, બાંધી પાઘડી અવળે આંટે રે;
> કાને કુંડળ હીરે જડિયાં રે, નેત્ર પ્રલંબ શ્રવણે અડિયાં રે.

એક લેખણ કાને ખોશી રે, નામ ધર્યું દામોદર દોશી રે;
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધારે રે.
ખાંધે પછેડી ઓઢી નાથે રે, બેઉ છેડા ઝલ્યા છે હાથે રે:
વીંટી વેઢ દશે આંગળીએ રે, સાદાં મોજાં પહેર્યાં શામળીએ રે.

દામોદર દોશી ભૂલે ચૂકે પણ આ વેશમાં સામો મળે, તો આ તો પેલો ગુજરાતી વાણિયો જ એમ થાય વિના ન રહે.

ગુજરાનના દરિદ્ર બ્રાહ્મણના ગૃહસંસારનું વર્ણન 'સુદામાચરિત'માં મળે છે. સુદામાપત્નીનાં વચનોમાં[1] ગૃહસ્થીએ પાળવાના ધર્મો પણ તેઓ પાળી શકતા નથી, તેનો વિષાદ છે પરંતુ તે સાથે પ્રેમાનંદના સમયમાં બ્રાહ્મણ કયા ગૃહસ્થધર્મો પાળતો એનો યે ખ્યાલ આવે છે, ગૃહસ્થને ત્યાંથી અતિથિ નિર્મુખ ન જવો જોઈએ, રોજ ગાયને ગવાનિક મૂકવું જોઈએ, હોમ કર્યા પછી હુતશેષ આહાર કરવો જોઈએ. પુણ્ય પર્વણીએ બ્રાહ્મણને જમાડવા જોઈએ, પિતૃઓનાં સાંવત્સરિક શ્રાદ્ધ કરવાં જોઈએ, જમતી વખતે અબોટિયું પહેરવું જોઈએ અને એકાદશી વગેરે વ્રત કરવાં જોઈએ. બ્રાહ્મણો ભિક્ષાન્ન ઉપર ગુજરાન ચલાવતા, અયાચક વ્રત ધારણ કરનારો પ્રેમાનંદનો સુદામો કહે છે : 'વિપ્રને નથી માગતાં પ્રતિબાધ.'

મધ્યકાળમાં ભિક્ષાન્ન પર જીવનારાઓનો એક વર્ગ ટહેલિયાઓનો હતો. જ્યાં સુધી ધારણા પ્રમાણેની ભિક્ષા ન મળે અથવા દીકરા દીકરીને પરણાવવા માટે ધારેલું દ્રવ્ય ભેગું ન થાય ત્યાં સુધી આવા ટહેલિયાઓ એક જ ગામમાં ટહેલ નાખ્યા કરતા, એ દૃશ્ય આ સૈકાના આરંભમાં પણ અજાણ્યું ન હતું. ક્યારેક પ્રિયતમાની શોધમાં કોઈક પ્રિયતમ સમસ્યારૂપે ટહેલ ઉચ્ચારતો નીકળી પડતો, એમ ઘણી લોકવાર્તાઓમાં

૧. કડવું. ૨, કડી ૧૦ થી ૧૩.

નિરૂપવામાં આવે છે. નળાખ્યાનનો સુદેવ બ્રાહ્મણ[1] પણ પ્રેમાનંદને હાથે ટહેલિયો બની ગયો છે.

આખ્યાનોમાં પત્રલેખનની પદ્ધતિ પણ જૂની ગુજરાતી પ્રથા પ્રમાણેની છે 'કુંવરબાઈનું મામેરું'માં જે પ્રમાણેનો પત્ર છે તેવો જ 'નળાખ્યાન'માં, 'ચંદ્રહાસ આખ્યાન'માં અને 'અભિમન્યુ આખ્યાન'માં પણ મળે છે.

સ્વસ્તિશ્રી જૂનાગઢ ગામ, જે હરિજન વૈષ્ણવનો વિશ્રામ;
નાગરી નાત તણા શણગાર, સાધુ શિરોમણિ પરમ ઉદાર.
... . .. ...
સર્વોપમા જોગ કરુણાધામ, મહેતા શ્રી ૫ નરસિંહ નામ;
અહીં સહુને કુશળ ક્ષેમ, લખજો પત્ર તમો આણી પ્રેમ
(કડવું. ૩)

પત્રનો આરંભ 'સ્વસ્તિ'થી થાય, પછી ગામનું નામ આવે અને તે પછી જેને સંબોધન હોય તે વ્યક્તિને તેના પ્રત્યે સારો ભાવ હોય કે ન હોય પણ તેને સર્વશુભોપમા જોગ તરીકે ઓળખાવી, નામની આગળ 'શ્રી ૫' (જેનું પછીથી 'શ્રી પાંચ' થયું) લગાડવું, અહીં સહુ કુશળ છે, પત્ર લખજો વગેરે વિવેકનાં વચનો, પ્રેમાનંદના સમયના ગુજરાતી સમાજમાં પ્રવર્તતી પત્રલેખનની પદ્ધતિના સૂચક છે પૌરાણિક વસ્તુના આખ્યાનોમાં પણ તે એ જ પદ્ધતિ અપનાવે છે.

---

1. પ્રેમાનંદના 'નળાખ્યાન'માં બતાવવામાં આવ્યું છે કે દમયંતીએ એક સમસ્યા આપી સુદેવ બ્રાહ્મણને નળની શોધમાં મોકલ્યો હતો. મહાભારતમાં સહેજ જુદી વાત છે દમયંતીએ જુદી જુદી દિશાઓમાં બ્રાહ્મણો મોકલ્યા હતા અને તેમને બોલવા માટે જે શ્લોકો આપ્યા હતા તે સમસ્યા-સ્વરૂપના ન હતા, પરંતુ સ્પષ્ટ અર્થવાળા હતા.
   ઋતુપર્ણને ત્યાં બાહુક નામના કોઈક અશ્વપાલે આ શ્લોકોનો ઉત્તર આપ્યો એવી માહિતી સુદેવ લાવતો નથી પરંતુ પર્ણાદ નામનો બ્રાહ્મણ લાવે છે. પછી દમયંતી સુદેવને પર્ણાદ સાથે સ્વયંવરનું નોતરું લઈને મોકલે છે.

'નળાખ્યાન'માં ભીમક ઋતુપર્ણને સ્વયંવરમાં આવવાનો પત્ર આ પ્રમાણે લખે છે :

> સ્વસ્તિશ્રી અયોધ્યાપુરી, ઋતુપર્ણ રાય પાવન.
> વૈદર્ભથી લખિતંગ ભીમક,..................

'ચંદ્રહાસ આખ્યાન'માં પત્રનો આરંભ–'સ્વસ્તિશ્રી કૌંતલપુર સ્થાને મદનકુંવર બળવંત'–એ રીતે થાય છે.

'અભિમન્યુઆખ્યાન'માં અભિમન્યુના લગ્ન પ્રસંગે મોસાળું લઈને આવવા માટે યુધિષ્ઠિર કૃષ્ણને પત્ર લખે છે, તેમાં 'લિખિતંગ' પણ છે:

> સ્વસ્તિ શ્રી દ્વારિકાપતિ, લક્ષણપૂરણ લક્ષ્મિપતિ;
> ત્રિક્રમ છો ત્રિભુવન ધણી, કૃપા છે તેવી રાખજો ઘણી.
> લખિતંગ પત્ર ધર્મ નરેશ,..............................
>
> (કડવું ૨૨)

આ સામાજિક પત્રો ઉપરાંત, પ્રેમપત્રના લેખનની પદ્ધતિ પણ તેથી જુદી ન હતી એમ 'નળાખ્યાન'મા દમયંતીએ નળને લખેલા પત્ર-ઉપરથી જણાય છે :

> સ્વસ્તિ શ્રી નૈષદપુર ગામ, પુણ્યવંત પુણ્યશ્લોક નામ
> છે કાલાવાલાની કંકોતરી, લખિતંગ 'દમયંતી કિંકરી;
> આંહાં આવી ગયા ખગપલ્લ, કહે તે વારતા માનજો સત્ય..
> મેં તમને સમરપ્યું ગાત્ર, આ સ્વયવર તે નિમિત્ત માત્ર;
> મીન–નીરની કરજો પ્રીત, મહારા સરખું કરજો ચિત્ત.
>
> (કડવું ૧૭)

'દશમસ્કંધ'માં ભોજનની વાનગીઓનાં નામો પણ દ્વાપર કે ત્રેતા યુગની વાનીઓનાં નહિ પણ પ્રેમાનંદના સમયનાં છે. ઋષિપત્નીઓ કૃષ્ણ અને ગોવાળિયાઓને જે અન્ન પીરસે છે તેમાં દૂધપાક, લા સાથે ખીચડી પણ છે; રોટલી, પૂરી, પૂડાં, ઢોકળાં, વડાં તેમજ

બીજાંનાં અથાણુંચટણી પણ છે. દાળભાત સાથે પાપડ અને પાપડી પણ કવિ ભૂલ્યો નથી :

કો સ્નેહ પક્વ લાવી પાયસાન્ન, નાનાવિધ ઉત્તમ પક્વાન્ન
કોઈ પક્વ ઉષ્ણ લાવી ખીચડી, મસ્તક લીધી બળતી તાંબડી;
તે નથી દાઝતી નેહે ભરી, કો લાવી પરવાની બાજરી
કો ભાતદાળ મોદિક પોળી, આણ્યાં મહી શર્કરા ઘોળી;
પૂરી, પૂડા, ઢોકળાં, વડાં, કો લાવી કંદમૂળ પાનડાં.
કો કોહા બીજા લાવી ગોરડી, કો પત્ર શાખ લેઈ દોડી;
કો અકિંચન અબળા બાપડી, તે લેઈ આવી પાપડ પાપડી.

... ... ... ...

કો દુર્બળ ઊભી રહી હરિને પાસ, તે લેઈ આવી છે માગી છાશ:
રહોડમાંથી કેમ શકે કહાડી, તે લેઈ આવી રોટલી ટહાડી.
(કડવું. ૭૦)

પ્રેમાનંદના સમયની આભડછેટનો નિર્દેશ 'દશમસ્કંધ' અને 'ચંદ્રહાસઆખ્યાન'માંથી મળે છે. 'દશમસ્કંધ'માં ગોવાળિયાઓ ઋષિઓ પાસે અન્ન લેવા જાય છે ત્યારે આ ઋષિઓ જાણે અભડાઈ ગયા હોય તેમ કહે છે :

કો કહે : આહીરની પડી છાયા, કેમ દીજે હોમ ? ફરી નહાયા.
(કડવું. ૬૮)

'ચંદ્રહાસ આખ્યાન'માં ચાંડાળો ચંદ્રહાસની છેલ્લી આંગળી કાપી તેને છોડી મૂકવાનું વિચારે છે ત્યારે તે જાતે આંગળી કાપતા નથી પણ ચદ્રહાસને આઘેથી છરી આપી તેને આંગળી કાપવાનું કહે છે.

"અભડાયે નહિ વેગળા, રહીને પાળી આપો;"
એવું કહીને કુંવરને, છુરિકા કરમાં આપી.
(કડવું. ૬)

'દશમસ્કંધ' 'નળાખ્યાન' 'ચંદ્રહાસ આખ્યાન' વગેરેમાં શુકન અપશુકનના ખ્યાલો પણ પ્રેમાનંદના સમયના છે. મંત્ર જંત્ર દોરાધાગાનો નિર્દેશ તો આગળ આવી ગયો છે.

કૃષ્ણના ગળામાં માદળિયા તરીકે જશોદાએ સિંહનો નખ સોને મઢીને બાંધ્યો છે—સોને મઢ્યો સિંહનો નખ હૈડે હાસનો રે (કડવું. ૩૬) 'નળાખ્યાન'માં સ્વયંવરમાં આવેલા રાજાઓની જ્યોતિષ ઉપરની શ્રદ્ધાની પણ આ સંદર્ભમાં નોંધ લેવી ઘટે.

'મામેરું'માં વસ્ત્રઅલંકારની લગભગ પૂરી યાદી મળે છે. મુગટા, પીતાંબર શેલાં, શણિયાં, મગિયા, દોરિયાં, અસાવલી, વાટ, કલેગર, સાળુ, છાયલ, પટોળું, ઘાટ, છીંટ, અમર, ઘરચોળું, દરિયાઈ, ચંદ્રકળા, મોરવી, તાસ, અતલસ, અંબર વગેરે સાડીઓની જુદી જુદી જાતોનો ઉલ્લેખ પણ મળે છે. તો અકોટી (કાનનો ફાપ), ત્રોટી (લોળિયું), ત્રમેથિયા (દામણી), શીશફૂલ, ગળુબંધ, ચૂની, ખેસરવાળી, ઝાંઝર, કાંબી, કડલા, અણુવટવિછુવા, કંકણ, ચૂડી, ઘંટાળી (કંદોર), નવસર હાર વગેરે આભૂષણો પણ તે જ સમયનાં છે. પૌરાણિક આખ્યાનોમાં પણ આ વસ્ત્રાભૂષણોનો ઉલ્લેખ આવે છે. સૌભાગ્યચિહ્નોમાં ગળામાં કિડિયાની માળા, કંકુ, કાજળ, ચૂડી મુખ્ય હતાં. 'સુદામાચરિત'માં સુદામાપત્ની કહે છે :

> હું તો દરિદ્ર સમુદ્રમાં બૂડી, એવાતણમાં એક જ ચૂડી;
> નહિ લલાટે દેવા કંકુ.................. ........
>
> (કડવું ૨)

વહુઆરુને લાજ કાઢવાના રિવાજનો ઉલ્લેખ 'કુંવરબાઈનું મામેરું' 'ચન્દ્રહાસ આખ્યાન' અને 'ઓખાહરણ'માં મળે છે. 'મામેરુ'માં ભેગી થયેલી નાગર સ્ત્રીઓનું વર્ણન કરતા કવિ કહે છે : 'સમી રહી ઓઢે ચીર, શાળુગટ વાળે છે.' તો 'ચંદ્રહાસ આખ્યાન'માં વિષયા ચંદ્રહાસને જોઈ આધું ઓઢે છે :

વિષયા મનમાં હરખે રે, આધું ઓઢી પીયુને નરખે રે. 'ઓખાહરણ'માં કન્યાને વિદાય આપતાં માતા કહે છે : "સસરા જેઠની લાજ કાઢજે" અથવા "ઉઘાડા કેશ ન મેલીએ." તે પહેલાં કૃષ્ણ અને પ્રદ્યુમ્નના ચિત્રો જોઈને ઓખા લાજ કાઢે છે.

કેટલાક સગપણસૂચક શબ્દ પ્રયોગો અને અનેક રૂઢિપ્રયોગે ગુજરાતી વાતાવરણ ખડું કરવામા ઉપકારક નીવડે છે 'નળાખ્યાન' નળ અને હંસ વચ્ચે મિત્રાચારી થતાં એકવાર વાતચીત દરમ્યાન દુ ખનુ કારણ કહેતા નળ હંસને કહે છે "પરણ્યા કુંવારા ન જુઓ અમો ? કહી ઘરમા ભાભી દીઠા તમો ?" ત્યારે હંસ કહે છે "મે જાણ્યું ભાભી પિયર વળાવ્યા હશે!" મિત્રની પત્નીને 'ભાભી' કહેવાનો રિવાજ ગુજરાતી છે ગુજરાતમા કેટલીકવાર લાડ લડાવતાય 'મૂઆ'ની ગાળ દેવાય છે દમયંતી હંસને પકડવા મથે છે ત્યારે તેને ઘડીક હંફાવીને હંસ પોતે જ પકડાઈ જાય છે ત્યારે દમયંતી કહે છે 'મૂઆ! હુ નો'તી ઓળખી અને તે પછી ગુજરાતી ટેવ પ્રમાણે પોતે તેને નહિ મારે એવી ધરપત આપતા 'બાપના સમ નહિ મારુ' એવા સોગંદ પણ લે છે રથે જોડેના અશ્વો ઢળી પડતા બાહુક તેને ઉઠાડતા અને હાકતા 'ધણી મુઆ'ની ગાળ આપે છે એ પણ 'તાણ્યે પાણતો મરે' જેવી જ ગુજરાતી ગાળ છે એ જ રીતે 'રોમનુ સ્નાન' 'ધધરણું કરવુ (કડવુ ૫૩) હું ક્યાંયે નથી સમાતી (કડવુ ૪૫) જેવા શબ્દપ્રયોગો લાક્ષણિક રીતે ગુજરાતી છે

'ઓખાહરણ'મા 'ઉતાવળે કેમ આંબા પાકે જો' (કડવુ ૬) 'આ લિયા દિસે છે કુંભાંડના ઉપાસીઓ (કડવુ ૧૨) 'ઘોડે ચડે તે પડે પૃથ્વી ભણે નર તે ભૂલે (કડવુ ૨૨) અને દશમસ્કંધ'મા વસુદેવ નાહે કરી ખર વસે' (કડવુ ૧૭), 'નદથી રાખો બાંધી મૂકી રે (કડવુ ૩૦) વગેરે રૂઢિપ્રયોગો પણ ગુજરાતીતાના દ્યોતક છે છે 'કુવરબાઈનુ મામેરુ'મા તો એવા કેટલાય રૂઢિપ્રયોગો છે સાથે સાથે એમા ની કેટલીક ઉક્તિઓ તો પછીથી ગુજરાતી સમાજમા રૂઢિપ્રયોગ તરીકે ચલણી બની છે, દા ત 'ભનુ થયુ ભાગી જજાળ (કડવુ ૩) 'ગોળ વિના મોળો સ૨ માત વિના સૂનો સંસાર (કવ ૫) મહેતાની વહેલ અને ઉતારો એ ત ને પણ કહેવતરૂપ બની ગયા છે

આમ પૌરાણિક કથાવસ્તુવાળાં આખ્યાનોમા પણ પુરાણનુ તો માત્ર શરીર જ, એમા પ્રાણરૂપે તો ધબકે છે પ્રેમાનંદકાલીન ગુજરાત

# ૮

# વર્ણનકલા અને અલંકારો

કથાવસ્તુને સ્ફુટ અને પુષ્ટ કરવા માટે, ભાવકવર્ગને વધુ મનોગમ થઈ શકે એ હેતુથી વર્ણનકલા આખ્યાનનું મહત્ત્વનું અંગ ગણાય છે. આખ્યાનસાહિત્યમાં પાત્ર અને સ્થળનાં વર્ણન લગભગ પરંપરાગત હોય છે. પ્રેમાનંદ પણ પરંપરાગત વર્ણનનાં ચોકઠાંમાંથી મુક્ત રહી શક્યો નથી. વનઉપવનનું વર્ણન કરતી વખતે કવિ વનની વનસ્પતિ, ફલ, ફૂલ વગેરેની વીગતવાર યાદી જ આપી દે છે. આ પ્રકારના વર્ણનને લીધે કથાપ્રવાહ પણ સ્થગિત થઈ જાય છે.

'નળાખ્યાન'માં બે વાર ( કડવું ૬ અને ૩૭) વનવર્ણન આવે આવે છે, 'ચંદ્રહાસ આખ્યાન'માં પણ ઉપવનવર્ણન ( કડવું ૧૩ ) આવે છે. પ્રેમાનંદ આ બંને સ્થળે વનની વનસ્પતિ સમૃદ્ધિ વર્ણવવા બેસી જાય છે. 'ચંદ્રહાસ આખ્યાન'માંનું વર્ણન જંગલનુ નહિ પણ માળીની માવજત પામતું; કૂવા, વાવ, તળાવવાળું વિશાળ ઉપવનનું છે. આ વર્ણન કરતાં કરતાં પ્રેમાનંદ યાદ આવ્યાં. તે બધાં જ વૃક્ષો, ફળ, ફૂલના છોડની વિસ્તૃત યાદી જ આપી દે છે. 'નળાખ્યાન'નાં વનવર્ણનો સાથે તેને ભારે સામ્ય છે.

આખ્યાનકારોનું આ એક સર્વસામાન્ય લક્ષણ જણાયું છે. ભાલણ 'કાદંબરી'માં વિંધ્યવનનું વર્ણન કરતાં ચાલીશેક વૃક્ષો અને પુષ્પો ગણાવી જાય છે. 'શુકદેવાખ્યાન'માં વસ્તો પણ ચાલીશેક વૃક્ષોની યાદી આપે છે; રાજધરદાસ પણ તેના 'ચંદ્રહાસ આખ્યાન'માં તેંતાલીશ વૃક્ષો અને પુષ્પો ગણાવી જાય છે. કેવળ વનવર્ણનના વિષયમાં નહિ પરંતુ જ્યાં વર્ણનની તક મળી ત્યાં સર્વત્ર—સભા, જમણ, વસ્ત્રાલંકારોનાં વર્ણનમાં પણ યાદ આવતી બધી વસ્તુઓ કોઈપણ પ્રકારના વિવેક વિના આખ્યાનકારો ગણાવી જતા હોય છે. વર્ણનમાં વસ્તુઓના ક્રમમાં એક માત્ર વર્ણસગાઈ સિવાય એ જ ખ્યાલ રહેતો.

'નળાખ્યાન'ના વનવર્ણન વિશે શ્રી મુનશી વગેરેની ચર્ચા નોંધપાત્ર છે શ્રી મુનશીએ નોંધ્યું છે "આ પ્રવયપ્રવાહના જોશમા એ સમયના સાહિત્યનુ એક મોટામાં મોટું દૂષણ ઢંકાઈ જાય છે એ સમયમા વર્ણન એટલે લક્ષણોની સવિસ્તર યાદી–નહીં તો ઉપમાવલિની પરંપરા. ચોક્કસ અને વીગતવાર યાદીઓ વાચનારની કલ્પનાને ગુગળાવે છે; અને ચિત્ર ઊભુ થતુ જોવાની ઇચ્છાને કચરી નાખે છે નળાખ્યાનમા વનનુ વર્ણન લગભગ જંગલ ખાતાની ટીપ છે!"

સ્વ ડાહ્યાભાઈ દેરાસરીએ આવો જ અભિપ્રાય આપ્યો છે: " એમ દેશ અને કાળથી અબાધિત નામાવલિ જ માત્ર જોવામાં આવે છે વનસ્પતિશાસ્ત્રના ગ્રથમા આપવામાં આવે એમ વનસ્પતિનાં નામ ગણાવવા એ જ વનવર્ણન. પણ આમાં કવિનો દોષ નથી તે કાળે પ્રથા જ એવી હતી કે વન, સભા, દરબાર જમણ વગેરે બાબતોમા એક જ તરેહના પ્રથમથી નિર્મિત વર્ણનો જ્યા જ્યા જરૂર હોય ત્યાં મૂકી દેવા જમણની વાત આવી કે મોટા શહેરના બધા કંદોઈઓની દુકાનો ખોળતા પણ ન જડે એવા બધાં પકવાનોનો હુંડો જ ગણાવી

શ્રી મુનશીના મતવ્ય સાથે અસંમત થતા આચાર્ય શ્રી આનદશકર ધ્રુવે કહ્યું કે " . સળગ કાવ્યોમા એવી પ્રથા સર્વ દેશમા જોવામા આવશે. ચોસર, સ્પેન્સર વગેરેની કવિતામા આવુ વર્ણન ઠેરઠેર જણાશે વનનું વર્ણન કરવાનો અહીં ઉદ્દેશ એ હતો કે જંગલ બિહામણું છે તે દર્શાવવું એટલે મરજી અવ્યવસ્થા અને અનિયમિતપણું ચીતરવુ પડે ત્યા આગગી વર્ડ્ઝવર્થની પેઠે પદ્ધતિસર અને સૂત્રાનુસાર કે આત્મલક્ષી વર્ણન કરવામા આવે, તો તે નકામુ, નિરર્થક અને નીરસ થઈ પડે અને ધારેલી અસર બિહામણાપણાની ઉપજાવી ન શકાય'

'નળાખ્યાન'મા વનની ભયાનકતા બતાવવાનો હેતુ છે એવી આ આનંદશંકરની દલીલ સ્વીકારીએ તો પણ 'ચન્દ્રહાસ આખ્યાન'નું ઉપવનવર્ણન પણ તેથી ભિન્ન નથી, ત્યા ભયાનકતા બતાવવાનો હેતુ

નથી. બીજું બીબાંઢાળ વર્ણનનું દૃષ્ટાંત વનવર્ણન ઉપરાંત અન્ય વર્ણનો પરત્વે પણ જોવાં મળે છે, એ જોતાં શ્રી મુનશીનું મંતવ્ય તથ્યયુક્ત જણાય છે.

પરંપરામાંથી બહાર નીકળવાની તક મળતાં પ્રેમાનંદ લાઘવયુક્ત અને તાદૃશ્ય પ્રકૃતિ વર્ણન કરી શકે છે એનાં ઉદાહરણો 'દશમસ્કંધ'માં મળે છે. વસુદેવ કૃષ્ણને ગોકુળ મૂકવા જાય છે, ત્યારે કવિ એક બે પંક્તિઓમાં જ વર્ષા અને યમુનાના પ્રવાહનું વર્ણન આપી સ્વકીય વર્ણનકલાનો પરિચય આપે છે :

> મંદ મંદ વરસે મેઘવો જેમ, દીનાનાથ ભીંજે નહીં;
> પાવસ ગાજે મંદ ઘોરે, વીજળી ચમકા કરે.
> ... ... ... ...
> ભાનુસુતા વેહે ઘોર શબ્દે, ઉભય તટ અટક્યાં નીર;
> ભ્રમર વમળ તરંગ લહેરી, ફેણ બુદ્બુદ અતિ ઘણાં.

કૃષ્ણે ઇન્દ્રનો કર બંધ કરી ગોવર્ધનની પૂજા કરાવી એથી રોષે ભરાયેલા ઇન્દ્રે ગોકુળ ઉપર બારે મેઘ વરસાવ્યા તેનું વર્ણન પણ કવિની વર્ણન છટાનો સારો ખ્યાલ આપી જાય છે :

> અંધકાર થયો ગોકુળમાં, ઘન ગાજે ગગન.
> તિમિર આગળ કાંઈ ન સૂઝે, રવિ જ્યોત અભ્રે બાંધી;
> કોરણ ઊડે થાય કડાકા, પ્રબળ વાયુની આંધી.
> ભયજુક્ત નરનારી નાહાસે, ભવન આપણા ભૂલે;
> ગિરિશૃંગ શિલા બહુ વરસે, ઊડે વૃક્ષ સમૂળે
> ... ... ... ...
> છાજ છાપરાં ઊડી ગયાં, રહ્યાં ભોમ ધારણ,
> ચમક ઝમક વીજળી ચમકે, ચમકે નહાનાં બાળ;
> ... ... ... ...
> વાછરુ ત્રાસે સુરભિ નાહાસે, ઓખાંગતાં નાહાસે સાંડ;

કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાંગશે બ્રહ્માંડ!

(કડવું ૭૪)

ગગન ઘટા ઘન ઘોર તણી, ઘુમે પવને ઘેર્યું ગામ રે,

... .. .. ...

અવળા સવળા દોડે આભલાં, વરસે મેહુલો મૂસળધાર રે;
જાણે જીહ્વા શુ વાસુકીની, થાય વિદ્યુત તણા ચમકારા રે

(કડવું ૭૫)

...

ગિરિશૃંગ ગરી ગરી પડે, માહોમાહે શિલા આથડે
કાષ્ઠ કર્દમ કાંટા ઘણા, અકળાયે મરણમાં નહીં મણા;
ગજશુંડાકારે જળધાર, વાદ વદી વરસે વન બાર.
ઊડે આંધીના ગોટે ગોટ, વરસે સરવડા ~~ ?ટ,

કંડિકામાંના 'ચંદ્રહાસ'ના વર્ણનમાંના ઉપમાન ઉપમેયથી જુદાં નથી. અલબત 'વેવ-જાણે હેમની' એ વર્ણનમાં કવિની કલ્પનાની ચમત્કૃતિ જરૂર દેખાય છે.

આકારી અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કાઢે, મુખ કુલિંદ કુંવરનું તેવું.
સુવદન અંબુજ ઉપર ભૃકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિબિંબ પૂંઠે તારા, એવો શોભે છે મોતી હાર.
શુકચંચા અતિ ઉત્તમ, જાણે અધરબિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાઢમ કળી શું દંત.
કપોત કંઠ, કર કુંજરના સરખા, હથેળી અંબુજ વર્ણ;
... ... .... ...
વિશાળ હૃદે ને હાર હેમનો, કટિ કેસરીના સરખી[૧]

બીબાંઢાળ વર્ણન કરતાં પ્રેમાનંદને એ ખ્યાલ પણ ન રહ્યો કે તે ઊંઘતા ચન્દ્રહાસનું વર્ણન કરી રહ્યો છે અને તેણે 'દાઢમ કળી શું દંત'

---

૧. ચન્દ્રહાસના આ વર્ણન સાથે નાકરે કરેલું ઓખાનું વર્ણન પણ સરખાવવા જેવું છે.

તેનું વદન પૂનમ ચંદ્ર સરખું, નેન નિર્મળ જાણ;
નાસિકા શુકચંચ સરખી, દર્શન બીજ પ્રમાણ.
તેના અધર અતિ ઓપે રાતા, કપોત ગ્રીવ જેહ;
ભુજદંડ ગજસૂઢ સરખા, કુચ બીજોરા તેહ.
... ... ... ...
તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક.

બૃ. કા. દો.ની પ્રેમાનંદરચિત 'ઓખાહરણ'ની વાચનામા પણ આ જ પંક્તિઓ છે અને એનો ઉલ્લેખ કરીને ડૉ. ચંદ્રકાન્ત મહેતા ટીકા કરે છે: 'પ્રેમાનંદે એના 'ઓખાહરણ'માં તરતની જન્મેલી ઓખાનું વર્ણન યૌવનમાંસા ઓખાના જેવું કર્યું છે.' અહીં સ્પષ્ટ થાય કે આ ઓખા 'જન્મી' નથી. પાર્વતીએ પોતાના અંગનો મેલ ઉતારી 'ઘડી' હતી.

કડકડાટ શબ્દ થાય આકાશે, શું ભાંગશે બ્રહ્માંડ !

(કડવું ૭૪)

ગગન ઘટા ઘન ઘોર તણી, ઘુમે પવને ઘેર્યું ગામ રે;

... ... ...

અવળાં સવળાં દોડે આભલાં, વરસે મેહુલો મૂસળધાર રે;
જાણે જીહ્વા શું વાસુકીની, થાય વિદ્યુત તણા ચમકારા રે.

(કડવું ૭૫)

... ... ... ...

ગિરિશૃંગ ગરી ગરી પડે, માહોમાંહે શિલા આથડે.
કાષ્ટ કદર્મ કાંટાં ઘણા, અકળાયે મરણમાં નહીં મણા;
ગજશુંડાકારે જળધાર, વાદ પદી વરસે ઘન બાર.
ઊડે આંધીના ગોટે ગોટ, વરસે સરવડાં દોટે દોટ;
આઠમો દધિ ગોકુળમાં હશે, સમુદ્ર સાતે ઠાલા થાશે.

(કડવું ૭૬)

પૌરાણિક કથાવસ્તુનાં નાયક નાયિકા સામાન્ય રીતે સર્વાંગ સુંદર આલેખવા જોઈએ એવો શિરસ્તો થઈ ગયો હતો. પાત્ર સ્ત્રી હોય કે પુરુષ, તેની નાસિકા પોપટ જેવી, હાથ હાથીની સૂંઢ જેવા, દાંત દાડમની કળી જેવા, હોઠ પરવાળાં અથવા પક્વબિંબ જેવા ગ્રીવા કપોત અથવા કંબુ ( શંખ ) જેવી કટિ કેશરીના જેવી, જાંઘ કેળ જેવી, ચરણ કમળ જેવા એ રીતે બીબાંઢાળ વર્ણન થતું. વક્ષપ્રદેશ સિવાય નાયક અને નાયિકાનાં વર્ણનો સરખાં લાગતાં પ્રેમાનંદે નળાખ્યાનમાં કરેલું દમયંતીનું વર્ણન અને 'ચંદ્રહાસ આખ્યાન'માં કરેલું ચંદ્રહાસનું વર્ણન[1] સરખાવતાં આ મુદ્દો સ્પષ્ટ થશે. પ્રેમાનંદે દમયંતીનું વર્ણન બે વાર ( કડવું ૪ અને ૨૭ ) કર્યું છે. પહેલા વર્ણનમાં તેણે વ્યતિરેક અલંકારનો અને બીજા વર્ણનમાં રૂપક અને ઉત્પ્રેક્ષા અલંકારનો આશરો લીધો છે. એ વર્ણનોમાં જે ઉપમાન ઉપમેય છે તે નીચેની

કંડિકામાંના 'ચંદ્રહાસ'ના વર્ણનમાંના ઉપમાન ઉપમેયથી જુદાં નથી. અલબત 'વેત-જાણે હેમની' એ વર્ણનમાં કવિની કલ્પનાની ચમત્કૃતિ જરૂર દેખાય છે.

આકાશે અભ્ર અળગું થાયે, ચંદ્રબિંબ દીસે જેવું;
ત્યમ પિછોડી પરી કીધે, મુખ કુલિંદ કુંવરનું તેવું.
સુવદન અંબુજ ઉપર ભ્રૂકુટી, ભ્રમર કરે ગુંજાર;
શકે શશિબિંબ પૂંઠે તારા, એવો શોભે છે મોતી હાર.
શુકચંચા અતિ ઉત્તમ, જાણે અધરબિંબ અલંકૃત;
શશિ સવિતા શ્રવણે કુંડળ, દાડમ કળી શું દંત.
કપોત કંઠ, કર કુંજરના સરખા, હથેળી અંબુજ વર્ણ;
... ... .... ...
વિશાળ હૃદે ને હાર હેમનો, કટિ કેસરીના સરખી[1]

બીબાંઢાળ વર્ણન કરતાં પ્રેમાનંદને એ ખ્યાલ પણ ન રહ્યો કે તે ઊંઘના ચન્દ્રહાસનું વર્ણન કરી રહ્યો છે અને તેણે 'દાડમ કળી શું દંત'

---

૧. ચન્દ્રહાસના આ વર્ણન સાથે નાકરે કરેલું ઓખાનું વર્ણન પણ સરખાવવા જેવું છે.

તેનું વદન પૂનમ ચંદ્ર સરખું, નેન નિર્મળ જાણ;
નાસિકા શુકચંચ સરખી, દર્શન બીજ પ્રમાણ.
તેના અધર અતિ ઓપે રાતા, કપોત ગ્રીવ જેહ;
ભુજદંડ ગજશૂંઢ સરખા, કુચ બીજોરા તેહ.
... ... ... ...
તેના ચરણ જાણે પદ્મની, કેસરી કટીનો લંક.

ગૂ. ફા. દો.ની પ્રેમાનંદરચિત 'ઓખાહરણ'ની વાચનામા પણ આ જ પંક્તિઓ છે અને એનો ઉલ્લેખ કરીને ડૉ. ચંદ્રકાન્ત મહેતા ટીકા કરે છે: 'પ્રેમાનંદે એના 'ઓખાહરણ'માં તરતની જન્મેલી ઓખાનું વર્ણન યૌવનમાસા ઓખાના જેવું કર્યું છે.' અહીં સ્પષ્ટ થાય કે આ ઓખા 'જન્મી' નથી. પાર્વતીએ પોતાના અંગેથી મેલ ઉતારી 'ઘડી' હતી.

પણ વર્ણવ્યા 'નળાખ્યાન'માં સ્વયંવર મંડપમાં પ્રવેશતા નળનું વર્ણન કરતા પણ એ જ ઉપમાન ઉપમેય દ્વિ-કાયમ રાખે છે.

પ્રેમાનંદનાં સ્ત્રી પુરુષો જાણે એક જ સરખાં આભૂષણો પહેરતાં હોય તેમ લાગે છે. વળી અમુક એક અંગ ઉપર પહેરવા માટે અનેક પ્રકારના આભૂષણો હોય ત્યારે પ્રેમાનંદની સ્ત્રીઓ તે બધા જ આભૂષણો એકી સાથે પહેરતી હોય તેમ ક્યારેક જણાય છે જો કે વર્ણનનાનો આ દોષ સમગ્ર આખ્યાનયુગનો છે. પ્રેમાનંદ જેવો પ્રતિભાશાળી કવિ પણ એમાથી મુક્ત થઈ શકયો નહિ એટનુ તેના દોષપક્ષે ગણી શકાય આમ છતા જ્યા વર્ણન માટે કોઈ પરંપરા ન હોય ત્યાં કવિની આગવી વર્ણનકલાને નિરમવાનો અવકાશ મળ્યો છે, તેમા તે પુરોગામીઓને આંબી જાય છે 'નળાખ્યાન'મા દમયંતીને મેળવવા ઉત્સુક રાજાઓનુ અને તેમના વર્તનનું, બાહુકનુ તેમજ તેણે જોડેલા ટારડા ઘોડાનુ વર્ણન 'દશમસ્કંધ'માં નનોણું તાણુની પુત્રને પકડવા તેની પાછળ દોડતી જશોદાનુ અને વાછરડાં ચારવા જવા તૈયાર થયેલા બાળક કૃષ્ણનુ વર્ણન, 'ઓખાહરણ'મા સ્વપ્નભંગ થતા બ્હાવરી બનતી પ્રિયને શોધતી ઓખાની વિરહાવસ્થાનુ અને કેદ પકડાયેલા અનિરુદ્ધની છેલપણાનુ વર્ણન, 'કુંવરબાઈનુ મામેરુ'મા નરસિંહની વહેલનુ અને તેને આપેલા ઉતારાનુ, ભેગા થયેલા નાગર સમુદાયનુ અને તેમાય નાગરિઓના પહેરવેશ, આભૂષણો, હાસભાવ અને દોરનુ, દામોદર દોશી અને કમળા ભેકાડીનુ વર્ણન, 'ચન્દ્રહાસ આખ્યાન'મા વિષયા અને તેની સખીઓની જલક્રીડાનુ તેમ જ 'ચચળ નયણે જોતી', બગ જેમ ડગ ભરતી વિષયનુ અભિસાર વર્ણન, 'સુદામા ચરિત'મા સુદામાનુ અને તેના દરિદ્ર ગૃહસંસારનુ વર્ણન પ્રેમાનંદની વૈવિધ્યપૂર્ણ અને ચિત્રાત્મક વર્ણનકલાના ઉદાહરણો છે

પ્રેમાનંદની વર્ણનકલાનુ મુખ્ય લક્ષણ તે તાદૃશતા આ તાદૃશતા તે મુખ્યત્વે કરીને સ્વભાવોક્તિ અલંકાર દ્વારા સાધે છે ઉપમા જેમ કાલિદાસની, પરિસંખ્યા બાણની તેમ સ્વભાવોક્તિ પ્રેમાનંદની એમ કહી

શકાય. સ્વભાવોક્તિ અલંકારનાં કેટલાંક ઉદાહરણો આ વાતની પ્રતીતિ કરાવશે.

'દશમસ્કંધ'માં વલોણું તાણતી જશોદાનું વર્ણન :

જશોદાજીએ દોહી છે ગાય રે, રેડ્યું ગોરસ ગોળી, મંજ્ઞ રે;
સાથે કામ કરે નવ ભુવે રે, ઉકળવા દૂધ મહેલ્યું ચુહુલે રે.
શ્રીકૃષ્ણનાં ચરિત્ર વખાણે રે, જશોદા વલોણું તાણે રે;
રખે રોતા શ્યામળનાન રે, વલોણું રાખી દે ધરમાં કાન રે.
ચાલે પ્રસ્વેદની શ્રેણી રે, છૂટા કેશની લટકે વેણી રે;
નથ મોતી અધર પર ઢળકે રે, વલોવના ચૂડી કંકણ ખળકે રે.
ઝીણી ધાબળી પલવટ વાળી રે, એહેવે જાગ્યા વનમાળી રે;
અધવચ મૂક્યું દધિ મથન રે, પુત્રને કરાવ્યું પયપાન રે.

(કડવું ૩૫)

'નળાખ્યાન'માં રાજાઓ અને તેમનાં વર્ણનનું વર્ણન :-

શરીર ક્ષુદ્ર કાજ્જનાં ખોડ, તેહેને દમયંતી વર્યાના કોડ;
બાળક, જોબન ને વૃદ્ધા તેહેને દમયંતી વર્યાની શ્રદ્ધા.
કો તો મોટા કુળના કુંવર, કો કહે આદ્ય અમારું ઘર;
આશા અભિમાને ભર્યા નર, વાંકા મુગટ ને મૂક્યા પર.
ઘરડા થયા નહાના વર, વતાં કરાવતાં ભાગ્યાં છર;
તનમન કન્યાને અર્પણ, આગળથી ટાળે નહિ દર્પણ.
કેટલા કરે તિલકની રેખ, કેટલા કરે માંહોમાંહે દ્વેખ;
કેટલા કરે માંહોમાંહાં પૂછાપૂછ, 'હું કેવો છું' મરડે મૂછ.
જેહેના મુખ માહાં નહીં દંત, તેહેને પરણવાનું ચંત;
કેવળ વૃદ્ધ ને હાચાં મળિયાં, તે બેઠા ટૂંપાવી પળિયાં.
જોશીની પ્રણિપત્ય કરી, દેખાડે હાથ ને જનમોતરી.
જો દમયંતી મુને પરણે, તો જોશી લાગું તાહારે ચરણે.
જેહેનાં બેસી ગયાં ગલસ્થલ, મુખમાં રાખ્યાં બબ્બે ફોફળ;
એમ ઊંચાં કરીને ગલોહાં, ઘેલા જુએ કાચમાં મોઢાં.

(કડવું ૨૪)

બાહુકે જોડેલાં ટારડાં ઘોડાંનું વર્ણન :

કાને લૂલા, ચરણે રાંટા, બગાઈ બહુ ગણગણે;
અસ્થિ નિસર્યાં, ત્વચા ગાઢી, ભયાનક હણહણે.
ચારે ન હોયે ચાલવાના, આગળ નીચા પૂંઠે ઊંચા;
ખૂધા ને ખોડભર્યા, બે કરડકણા, બે બુચા.

... ... ... ...
હાંકે ને હીંડે પાછા પાછા, જૂંસરાં કાઢી નાખે;
તાણી દ્રોડે ઘર ભણી, ઊભા રહે વણરાખ્યે.
પૃષ્ઠ ઉપર પડે પરાણાં, કરડવા પાછા ફરે;
પહોળે પગે રહે ઊભા, વારવાર મળમૂત્ર કરે.

(કડવું ૫૩)

ન. સિંહની વહેલના વર્ણનની ચિત્રાત્મકતા પણ નોંધવા જેવી છે.

જૂની વહેલ ને ધૂસરી વાંકી, સાંગી થડામાં ભાંગી જી;
કોના તળાયા ને કોની પીંજણીઓ, બળદ આણ્યા બે માગી જી.

... ... ... ...
બળદીઆ બળદો શું હીંડે, કહે વૈષ્ણવ સાથે જી;
સોર પડે ને ઢાળ ચડાવે, "જય જય વૈકુંઠનાથજી."
એક બળદ ગળિયો થઈ બેસે, આખયો તાણી જાય જી;
પછાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટી થાય જી.
સાલે સાલ જૂજવા દીસે, વહેલ થાય વક્ર જી;
સાંગીનો બહુ શબ્દજ ઊઠે, ચૂચવે છે બહુ ચક્ર જી;
ચડે બેસે ને વળી ઊતરે, લે રામકૃષ્ણનું નામ જી.

(કડવું ૪)

છેલ અનિરુદ્ધ, શેઠ દામોદર દોશી, અને દરિદ્ર સુદામો એમ ત્રણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓની રેખાઓ પણ સ્વભાવોક્તિ દ્વારા કવિ સરસ રીતે કવિ ઉપસાવે છે.

પ્રેમાનંદ બીજા અલંકારો પણ કાર્યસાધક રીતે પ્રયોજે છે.

વ્યતિરેક :

'નળાખ્યાન'માં દમયંતીના સૌંદર્યનું વર્ણન કરતાં પ્રેમાનંદે વ્યતિરેક અલંકાર કુશળતાથી યોજ્યો છે :

દમયંતીનો ચોટલો, દેખીને અતિ સોહાગ;
અભિમાન મૂકી લાજ આણી, પાતાળ પેઠો નાગ.
ભીમક સુતાનું વદન સુધારક, દેખી નહિ સોહાય;
જોઈ જોઈ ચંદ્રમા ક્ષીણ પામે, ન અભ્ર પૂંઠે સંતાય.
... ... ... ...
દમયંતીના અધર દેખી, પેટ વાલ્યું પરવાળી;
કામિનીનો કંઠ સાંભળી, કોકિલા થઈ કાળી.
રસના વાણી સાંભળી, સરસ્વતીને આવ્યો વૈરાગ;
કુમારિકા પોતે રહી, સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટયું, ગ્રીવાથી કપોત સંતાઉ મોહોરે.
... ... ... ...
દમયંતીનુ કુચમંડલ દેખીને, હાર્યું કુંજર કુંભ;
... ... ... ...
હસ્તકમળથી કમળ હાર્યું, તેને જળમાં કીધું ઘર;
અમળાના ઉદર દેખીને, સુકાવે છે સરોવર
... ... ... ....
દમયંતીની જંઘા દેખી, કેળ થઈ કાગવાંઝ રે
(કડવું ૪)

ઉપરની પંક્તિઓમા કેટલીક પંક્તિઓ પ્રતીપ અલંકારની પણ ગણી શકાય હંસ દમયંતી સમક્ષ નળનું વર્ણન કરે છે તે પંક્તિઓ– 'જુગ્મ રવિસુત રૂપ આગળ' વગેરે–પણ વ્યતિરેકની છે.

ઉત્પ્રેક્ષા :

'નળાખ્યાન'માં નવમા કડવામાંનું દમયંતીના સૌન્દર્યનુ વર્ણન મહદ્અંશે ઉત્પ્રેક્ષાયુક્ત છે :

વેલ જાણે હેમની, અચેવકૂવે ફૂલી;
સામાસામી હવી ગોભા, વ્યોમ ભોમે એમ;
ઈંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડુગણ વ્યોમ.
કામિનીનો ધમ્મિલ લહેકે, ફણા ગોભાની રહે,
શકે ધરાધર વામે લેવાને, ચક્રો ચંપક વૃક્ષે

'ઓખાહરણ'માં બાણાસુરના હજાર હાથ વિશે :
સહસ્ર ભુજ પાચ્ચે અનુજ, ફાલ્યા સગેવર સમાન:
જાણે જુગ્મ વડની ડાળ ફૂટી, હસ્ત એમ રાજાતણા
પોંચે પોંચી ઝગમગે, જાણે શેષ નાગની ફણા
( કડવું ૨૦ )

'કુંવરબાઈનું મામેરું'માં કમળા શેઠાણીનું વર્ણન :
પ્રભુ પૂછે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે.
ઊતર્યા નાગરીઓના અભિમાન રે, જાણે ઊગ્યા શશિયર ભાણ રે;
( કડવું ૧૩ )

જાણે જીભ કાળી નાગની, એહેવો ખડ્ગ કહાડ્યો બહાર.
(દશમસ્કંધ : કડવું ૪)

શશિવદન શું શશિ ઉદ્યો, દેવકી જાયે વારણે.

હિમસુતાને હર લેઈ નાઠા, ગયા ગુફા માંહ્ય;
સહસ્ર આંખો ઇન્દ્રે કરી કરવા નારીના રક્ષાય.
સિદ્ધિબુદ્ધિને ધીરે નહિ, રાખે ગણપતિ અહોનિશ પાસ;
ઋષિપત્નીને ઋષિ લેઈ નાઠા, જઈ રહ્યા વનવાસ.
પાતાળમાં લઈ પદ્મિનીને, વસ્યો અરુણ રાય;
સ્વાહાને સાચવવા અગ્નિએ, ધરી અડતાલીશ કાય.
ચંદ્ર સૂરજ નાસતા ફરે, રખે ઠરતી નારી;
નારદ ઋષિ આગળથી ચેત્યા, પોતે રહ્યા બ્રહ્મચારી.
(કડવુ ૧૨)

'દશમસ્કંધ'માં દેવકી સાથે પશુ અને વૃક્ષોને પણ કવિ રડતાં બતાવે છે એ પણ અતિશયોક્તિનું ઉદાહરણ છે :

દેવકી રોતાં હો, રોઈ પ્રજા ગામની;
રોયાં વૃદ્ધ જોબન હો, રૂએ બાળક બાકુવાં.
રોયાં હય હસ્તી હો, રોયાં નગ્ર ઝાડુવાં;
ગગને રોયા દેવતા હો,.................
(કડવું ૫)

**વિનોક્તિ :**

'ઓખાહરણ'માં ઓખાના ઉદ્‌ગારો :

કીકી વિના જેવાં લોચનીઆં, દીપક વિના મંદિર જેવું જી;
સુણ સખી શિર કંથ વિના, મારું જોબનીઉં જાય તેવું જી.
... ... ... ...
જળ વિના જેમ માન સરોવર, ચંદ્ર વિના નિશ જેવી જી;
પિયુ વિના જોબન ગયું રે, હું અભાગણી તેવી જી.
... ... ... ...
જળ વિના જેમ વેલડી રે, લવણ વિના જેમ અન્ન જી;
ભરથાર વિના ભામિની રે, દોહિલે નાખી દિન જી.
(કડવું ૫)

વેલ જાણે હેમની, અવેવ ફૂલે ફૂલી;
સામાસામી હવી ગોળા, વ્યોમ ભોમે ભોમ;
ઈંદુમાં બિંદુ બિરાજે, જાણે ઉડુગણ વ્યોમ.
કામિનીનો ધમ્મિલ લહેકે, ફણા શોભાની રસે;
શકે ધરાધર વામે લેવાને, ચઢ્યો ચંપક વૃક્ષે

'ઓખાહરણ'મા બાણાસુરના હજાર હાથ વિશે :

સહસ્ર ભુજ પાગ્યો અણુજ, ફાલ્યા સગેવર સમાન;
જાણે જુગ્મ વડની ડાળ ફૂટી, હસ્ત એમ રાજાતણા.
પોંચે પોચી ઝગમગે, જાણે શેષ નાગની ફણા
(કડવું ૨૦)

'કુંવરબાઈનું મામેરું'મા કમળા શેઠાણીનું વર્ણન :

પ્રભુ પૂંઠે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે.
ઊતર્યા નાગરીઓના અભિમાન રે, જાણે ઊગ્યા શશિયર ભાણ રે;
(કડવું ૧૩)

જાણે જીભ કાળી નાગની, એહેવો ખડ્ગ કહાડ્યો બહાર.
(દશમસ્કંધ : કડવું ૪)

શશિવદન શું શશિ ઉદ્યો, દેવકી જાયે વારણે.
(એજન કડવું ૬)

જિહ્વા જાણે સર્પણી રે, મુખ ગુફાનું દ્વાર;
કુચ શિખર ગિરિતણા, ઉપર રમે નંદકુમાર.
(એજન : કડવું ૨૩)

અતિશયોક્તિ :

નળનુ રૂપ જોઈ દેવોને પણ પોતાની પત્નીઓ વિશે ચિંતા થઈ એ નિરૂપણ :

લક્ષ્મીનું મન ચંચળ જાણી, વિષ્ણુ મન વિમાસે;
પ્રેમદાને લઈ પાણીમાં પેઠાં, બેઠા શેષને વાંસે.

દૃષ્ટાંત :

જેમ વ્યભિચારિણીને નવનવા, પુરુષ વલ્લભ પ્રાણ;
ગોપિના ગુરુ નવનવા, વલ્લભ ભક્તને નિર્વાણ.
(દશમસ્કંધ : કડવું : ૪૬)

જેમ ગુપ્ત ખડગ કોશ મધ્યે, ભસ્મે ઢાંક્યો હુતાશ;
જેમ અભ્રમાં આદિત્ય ઘેર્યો, ગુપ્ત રૂપ કીધું અવિનાશ.
(દશમસ્કંધ : કડવું ૨૨)

રૂપક :

દશમસ્કંધમાં કવિએ સંસારને 'હિંડોળા'નું રૂપક આપ્યું છે :
સંસાર હિંડોળો બાંધ્યો રે બ્રહ્મે, કાંઈ કર્મે હીંચે કોટિ જીવડા રે.
( દશમસ્કંધ : કડવું ૨૫ )

રિપુ ગજના જુથમાં રે અનિરુદ્ધ લઘુ કેસરી;
બાણાસુરને શું કરે, ભોગળ લીધી ફેરાટ.
વેરી વાયસ કોટિ મળ્યા, કેમ જીવશે પોપટ.
( ઓખાહરણ : કડવું ૨૦ )

વ્યાજસ્તુતિ : કર્કોટકને નળ અગ્નિની જ્વાળામાંથી બચાવે છે અને કર્કોટક તેને દંશ દે છે તેથી નળ ભયંકર કદરૂપો થઈ જાય છે ત્યારે તે કર્કોટકને કહે છે :

નળ કહે : ધન્ય કદ્રુકુમાર, ઘણો રૂડો કર્યો ઉપકાર;
તુને મેં આપ્યું પ્રાણદાન, તેં હુને કીધો સાહી સમાન

નરસિંહ ઉના ગામ પહોંચે છે ત્યારે લોકો મશ્કરીમાં બોલે છે :

કોડ પહોંચા કુંવરબાઈના, મામેરું છે લોકજી;
રોક મામેરું મહેતો લાવ્યા, જુવો વૈષ્ણવની વિસાત રે;
અથવા
માંહોમાંહે કહે નાગરી, મહેતો દીઠે દીધા હરી;

'કુંવરબાઈનું મામેરું'માં કુંવરબાઈના ઉદ્‌ગારો :

લવણ જેવું ફિક્કું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફૂટે રઝળે ઠીકરી, માત વિના એવી દીકરી;
ગોળ વિના મોળો કંસાર, માત વિના સૂનો સંસાર.
(કડવું ૫

વિષમ :

તમને અતિ બાળકી પડે, કેમ ઘાત હશે આ કન્યા વડે;
મશક કેમ શોષને સમુદ્ર, કેમ મનુષ્ય જુદ્ધે હારે મહારુદ્ર.
શું આગિયાથી ઝંખાશે ભાણ, શાર્દૂલને કેમ હણશે શ્વાન;
મૃગનો ઠેલ્યો મેરુ કેમ પડે, તમને મૃત્યુ કેમ હોય કન્યા વડે.
(દશમસ્કંધ

વિરોધ :

મ્હારો નાથ વિશ્વંભર કહાવે, ભૂખ્યો થઈને પયોધર ધાવે.
(દશમસ્કંધ : કડવું ૧૩

ખોડંગતો વિશ્વનાથ ચોટે ચાલતો રે.
(દશમસ્કંધ : કડવું ૩૬

સાર :

કાષ્ઠ પેં કઠિણ છે, તે પેં કઠિણ છે લોહડું;
વજ્ર તુલ્ય છે કાળજ મ્હારું, લોકને શું દેખાડું મોહડું રે.
(દશમસ્કંધ : કડવું ૫૬)

અપહ્નુતિ :

નાગી તારી નાસિકાનો મોર, નો'ય ભૂષણ, ચિત્તનો ચોર.
(ઓખાહરણ: કડવું ૧૭)

દૃષ્ટાંત :

જેમ વ્યભિચારિણીને નરનર્યાં, પુરુષ વલ્લભ પ્રાણ;
ગોપિંના ગુણ નંદનના, વલ્લભ ભક્તને નિર્વાણ
(દશમસ્કંધ - કડવું : ૪૬)

જેમ ગુપ્ત ખડગ કોશ મધ્યે, ભસ્મે ઢાંકયો હુતાશ;
જેમ અભ્રમાં આદિત્ય ઘેર્યો, ગુપ્ત રૂપ કીધું અવિનાશ.
(દશમસ્કંધ : કડવું ૨૨)

રૂપક :

દશમસ્કંધમાં કવિએ સંસારને 'હિંડોળા'નું રૂપક આપ્યું છે :
સંસાર હિંડોળો બાંધ્યો રે બ્રહ્મે, કાંઈ કર્મે હીંચે કોટિ જીવડા રે
(દશમસ્કંધ : કડવું ૨૫)

રિપુ ગજના જુથમાં રે અનિરુદ્ધ લઘુ કેસરી;
બાણાસુરને શું કરે, ભોગળ લીધી કોગર.
વેરી વાયસ કોટિ મળ્યા, કેમ જીવશે પોપટ
(ઓખાહરણ : કડવું ૨૦)

વ્યાજસ્તુતિ : કર્કોટકને નળ અગ્નિની જ્વાળામાંથી બચાવે છે અને કર્કોટક તેને દંશ દે છે તેથી નળ ભયંકર કદરૂપો થઈ જાય છે ત્યારે તે કર્કોટકને કહે છે

નળ કહે : ધન્ય કદ્રુકુમાર, ઘણો રૂડો કર્યો ઉપકાર;
તુને મેં આપ્યું પ્રાણદાન, તેં હુંને કીવો સાહી સમાન

નરસિંહ ઉના ગામ પહોચે છે ત્યારે લોકો મરકમાં બોને છે :

કોડ પહોત્યા કુંવરવહુના, મામેરું છે લોકજી;
રંક મામેરું મહેતો લાવ્યા, જુવો વૈષ્ણવની વિસાત રે;
અથવા
માહોમાંહે - કહે નાગરી, મહેતો દીઠે દીઠા હગી;

જુઓ સાથ કેવો ફૂટડો, બાઈ એને પરમેશ્વર ત્રૂઠો.
કુંવરબાઈનું ભાગ્યું દુઃખ, એવું કહી મરડે મુખ.
(કડવું ૪-૫)

પરિસંખ્યા :

'નળાખ્યાન'માં કુંદનપુર જઈ દમયંતીને મળી આવેલો હંસ નળ સમક્ષ કુંદનપુરનુ વર્ણન કરે છે :

–વિદ્યા મુકાતી નિશાચરની, તે શીખ્યા દિશાચર કામ જી;
જુગ્મ કપાટ વિયોગી પુરમાં, જુઆં રહે અષ્ટ જામ જી.
કર્મ ત્યાગ પારધીએ કીધાં, ગુણકાએ ગ્રહી લજ્જા જી;
ઉચાટ એક અધર્મીને, સકંપ ધ્રૂજે છે ધ્વજા જી.
(કડવું ૧૪)

'નળાખ્યાન'ના છેલ્લા કડવામાં નળના શાસનનું વર્ણન પણ એવું જ પરિસખ્યાયુક્ત છે

નળના રાજ્યમાંહા બંધન ન પામે, એક પુસ્તકને બધન જી;
દંડ એક શ્રીપાતને હસ્તે,..............................

ઉપમા :

વીર વીંટયો વેરીએ, જેમ મક્ષિકાએ મધ;
... ... ... ...
અનંગ અર્ભક ઢાંકીઓ, શોભતો જેમ ઇન્દ્ર;
ઉપમા દઈએ ઇંદુ તણી તો તારામાં જેમ ચંદ્ર
લઘુકુંજની સૂંઢ સરખા, શોભિતા બે ભુજ;
શરાસન સરખી ભ્રકુટિ, નેત્ર બે અંબુજ.
તૃણમાત્ર ત્રેવડતો નથી, બાણના જે બાહુ;
અસુર અનિરુદ્ધ શોભતા, જેમ ચન્દ્રમા ને રાહુ.
( ઓખાહરણ : કડવું ૨૦

કમળની પેરે લિંગ વિકાસ્યું,. પ્રભુ પ્રગટ્યા તતખેવ
( કુંવરબાઈનું મામેરું : કડવું ૧ )

મૂળ રૂપ ધરીયું માયા તજી, વાધી જોજન દહોડ;
જેમ પર્વત ઉપર પોપટો તેમ, વિરાજે રણછોડ.

... ... ... ...

સૂકી વાવ જેવી બે આંખડી રે, નાસિકા મોટા કૂપ.

... ... ... ...

સેવાળ સમુદ્ર શિલાતણા તેમ, છૂટા મસ્તક કેશ;
શ્રવણ છિદ્ર સિંહાસણાં, માંહે ગજ કરે પ્રવેશ.
( દશમસ્કંધ : કડવું ૨૩ )

અર્થાન્તરન્યાસ :

નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલામાંહી ગણાવે તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહિ.
( મામેરું : કડવું ૫ )

## ભક્તિપરાયણ કવિ પ્રેમાનંદ-તેનાં આખ્યાનોનું તાત્પર્ય

'ઉદરનિમિત્તે' આખ્યાન રચવા પ્રવૃત્ત થયેલો પ્રેમાનંદ કેવળ આખ્યાનકાર રહેતો નથી એની પ્રજ્ઞા અને પ્રતિભા પરિણત થતાં તે સમર્થ આખ્યાનકવિ બને છે. આખ્યાનકવિ તરીકેની તેની સિદ્ધિ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અનન્ય છે. સર્જનના આરંભકાળમાં વસ્તુલક્ષી પ્રતિભાને લીધે કથનશૈલીમાં જેવો ઉન્મેષ દાખવી શક્યો તેવો, આત્મલક્ષી ઊર્મિકવિતા વિશે દાખવી શકતો નથી. આમ છતાં કેટલીક કૃતિઓમાં આત્મલક્ષી ઊર્મિની સચોટ અભિવ્યક્તિ આરંભકાળની કૃતિઓમાં દેખાઈ આવે છે. 'ઓખાહરણ'માં બાણાસુર સાથેના યુદ્ધમાંથી અભિમન્યુને વારતી ઓખાનુ 'ઓ હઠીલા રાણા'ના કડવામાં એ અલબત્ત વરતાય છે. પરંતુ એવા દાખલા જૂજ મળે છે. એનાં આખ્યાનો વસ્તુલક્ષી કથનશૈલી અને રસની ઉત્કટતા સાધવાની સિદ્ધિને કારણે આસ્વાદ્ય બન્યા છે.

પ્રેમાનંદે ઉદરનિમિત્તે આખ્યાનો લખ્યાં એ સાચું. એ પ્રયોજનથી પ્રેરાઈને સર્જનના આરંભકાળમાં કેવળ જનમનરંજન કરે એવાં કથા-વસ્તુ તેણે પસંદ કર્યાં અને પરિણામે 'ઓખાહરણ' અને 'અભિમન્યુ આખ્યાન' જેવી રચનાઓ મળી આ કૃતિઓમાં ધર્મ અને ભક્તિનો સ્પર્શ નથી. પરંતુ આખ્યાનકાર તરીકે તેણે જોઈ લીધું કે તેના આ આખ્યાનો લોકોનુ મનરંજન અવશ્ય કરે છે. પણ સાથે તેમને ધર્મ વિશે પણ કંઈક ખપે છે અને તેણે ધર્મ અને ભક્તિભાવને પોષક કથાવસ્તુની પસંદગી કરી, પોતાની સફળ થયેલી કથનશૈલીમાં 'ચંદ્રહાસ આખ્યાન' જેવી રચનાઓ આપવા માંડી અને તેણે ભક્તિનો મહિમા ગાયો અને ભક્તોનો મહિમા ગાતો ભક્તપરાયણ કવિ બની ગયો. 'નળાખ્યાન' જેવી કૃતિમાં ભક્તિનો મહિમા ગાવાને અવકાશ ન હતો, ત્યાં પણ તેણે 'હારચોરી'ની ઘટના ઉમેરી, દમયંતીની પ્રાર્થના રૂપે ભક્તિનું

સ્ત આણી દીધું છે. જેમ કોશેટામાં રહેલી ઈયળ ભમરાનું ધ્યાન રતાં ધરતા પોતે જ ભમરો બની જાય છે, તેમ ભક્તોનાં ચરિત્ર ગાતાં ાતાં ભક્તપરાયણ પ્રેમાનંદ જીવનના અને સર્જનના છેલ્લા તબક્કામાં ાક્તિપરાયણ કવિ બની ગયો છે. 'દશમસ્કંધ'માં તો ભક્ત તરીકેની માત્મલક્ષી ઊર્મિનો સ્પર્શ પણ જોઈ શકાય છે તે વિના 'સંસાર ઢંઢોળો બાળ્યો રે બલે', (કડવું ૨૫) 'વલ્લભે વૈકુંઠનાથ, ગોપી મુને ારશે મહાગી માન (કડવું. ૩૩) 'મોટે મા બોલો રે સર્પ સાંભળશે રે' (કડવું ૫૫), 'મારું માણકડું રીસાવ્યુ રે' (કડવું ૫૬), 'વ્યાકુળ થ કે વ્રજની નારી' (કડવું ૬૭) 'કાલિંદીને કાંઠડે રે ઊભી વ્રજની નાર' કડવું ૬૩) જેવાં કડવાંઓ પ્રેમાનંદની ભક્તિની ઊર્મિનું નિરૂપણ કરનાર સુંદર પદો છે. 'ચંદ્રહાસ આખ્યાન', 'કુંવરબાઈનું મામેરું' જેવી કૃતિઓમાં, પ્રભુએ આગળ જે જે ભક્તોને જેવી જેવી મદદ કરી હોય તેની યાદ આપી પ્રભુની સહાય માગતી બીબાંઢાળ પ્રાર્થનાઓ કથાપ્રવાહમાં અનિવાર્ય બને છે 'નળાખ્યાન'માં 'હો હરિ સત્યવાદી' એ પરંપરાથી જુદા પડી ભક્તની આરઝૂને પોતાની રીતે વ્યક્ત કરવાનું કવિનું વલણ સ્પષ્ટ કરે છે પરંતુ દશમસ્કંધ'માં :

> તું છે સત્ય અસત્ય સંસાર, દૃષ્ટિ પદાર્થ સર્વ વિકાર;
> સત્ત્વ રજ તમો ગુણ ત્રણ, તેથી અળગો અશરણશરણ.
> તેં ત્રિગુણે બ્રહ્મ બાંધિયું, વિશ્વ માયાપંકમાં રંધિયું;
> તું અક્ષર અભેદ અવિનાશ, તે જ કળા કોટિ પ્રકાશ.
> ઉત્પત્તિ સ્થિતિ લય નહીં તાહારે, બ્રહ્માંડ કોટ તાહારે આધારે;
> તું તે વિશ્વ પિતામહ સ્વામી, સર્વ જીવનો અંતરજામી

પ્રેમાનંદનાં આખ્યાનોનો પ્રધાન ધ્વનિ, રહસ્ય કે તાત્પર્ય શું એવો પ્રશ્ન ક્યારેક ઉપસ્થિત થાય છે. પ્રેમાનંદ કોઈ રહસ્યપૂર્ણ ઉપદેશ આપવાની પ્રતિજ્ઞા લઈને આખ્યાનો રચવા બેસતો ન હતો. તેનું પ્રાથમિક પ્રયોજન ઉદરનિમિત્ત અને 'સદ્યઃપરનિર્વૃતિ' એવું બીજું પ્રયોજન હતું અને તેની સાહિત્યકૃતિમાંથી 'કાન્તાસમ્મિતનયા' કોઈ ઉપદેશ વ્યંજના રૂપે પ્રગટ થતો હોય તો તે પ્રધાનપણે ભક્તિનો પરિત્રાણાય સાધૂનામ્ વિનાશાય ચ દુષ્કૃતામ્ પરમાત્મા જન્મ લે છે, કર્તુમકર્તુ–મન્યથાકર્તુ સમર્થ છે છતાં તે ભક્તવત્સલ છે, ભક્તની આરઝૂનો પોકાર પડતાં જ તે દોડી આવે છે અને પ્રેમપૂર્વક કરેલું સમર્પણ ગમે તેટલું અલ્પ હોય તો તે પણ સ્વીકારી લેવાની મહાનતા તેનામાં છે અને ભક્તને કસોટીમાં કસીને, તાવીને ભક્તની ઊંચી કોટિએ પહોંચાડી તેના યોગક્ષેમનું પોતે વહન કરે છે એવો ધ્વનિ, એવું તાત્પર્ય તેનાં મોટાભાગનાં આખ્યાનોમાંથી સ્ફુટ થાય છે.

> વહાલા અશરણશરણ તો સાધુ ભોળપણે ફરે રે;
> જ્યાં શાલિગ્રામ કંઠ સાથે ત્યાં અવળાનું સવળું કરે.
>
> ( કડવું ૧૩ )

અથવા

> નારદ કહે : સાંભળ રે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
> વિષ ફેડી વિષયા કરે, એમ ઉગાર્યો ચન્દ્રહાસ
>
> ( કડવું ૧૫ )

અથવા

> જેના હરિજીએ ગ્રહ્યા છે હાથ,
> શાલિગ્રામ બાંધ્યા કંઠ સાથ,
> તેને કોણ કપટે. ભારે,
> જેને અવિનાશી ઉગારે.
>
> ( કડવું ૨૪ )

તહારી સત્તાએ હું લખું લેખ, તહારી સત્તાએ ધરા ધરે શેષ;
તહારી સત્તાએ સૃષ્ટિ ધરે સોમ, તહારી સત્તાએ સૂર્ય તપે વ્યોમ.
તહારી સત્તાએ પવન ગતિમાન, તહારી સત્તાએ ઈંદ્ર રાજધાન;
તહારી સત્તાએ મેઘ જળ વરસે, તહારાં દર્શનને શિવ તરસે.
(કડવું ૫૦,

એ રીતે અધ્યાત્મજ્ઞાનને આત્મસાત્ કરીને નિરૂપતો કવિ પ્રેમાનંદ 'જ્ઞાની કવિ'ની કક્ષાને પામ્યો છે તેમ પ્રેમલક્ષણા ભક્તિને પણ તે કવિ છે તે નીચેના પદ પરથી જણાશે.

કાલિંદીને કાંઠડે રે, ઊભી રહી વ્રજનાર;
વિજોગ દમે દીનાનાથનો રે, નેત્રે ભરતી વાર.
... ... ... ...
ધન વૃંદાવદનની વેલડી રે, ધન વૃંદાવનની ધર્ણ;
અમો તૃણ થઈ નવ અવતરી રે, ઉપર ચાલત હરિનાં ચર્ણ.
શાને કહેન બ્રહ્મા તુંને રે, જો જન્મવાંસનો દેત;
અમો થાત વિઠ્ઠલની વાંસળી રે, અધરનણો રસ લેત.
ગોપી ગુંજા શે ન અવતરી રે, હરિ કંઠે થાતી હાર;
વિધિ અમને આપ્યો હીન રે, પશુપંખનો અવતાર.
ધન મૃગ વૃંદાવન તણા રે, જે સાભળે મોરલી નાદ;
કસ્તુરી થઈ વેણુ રસ તણી રે, કો રસિયો જાણે સ્વાદ.
અમો કાં ન સરજી પંખિણી રે, કરતી છબિલાને છાંય;
અમો કાં ન નિરમી જ્યેષ્ટિકા રે, રહેતી હરિતણા કર મહાંય.
... ... ... ...
આજ અમને શેં નવ આપીયો રે, દડા તણો અવતાર.
અમો મહા સુખ કરીને માનતી રે, પ્રભુ કરત ગેડીનો પ્રહાર.
નંદ ગૃહે દાસી નવ અવતરી રે, તું ભૂલ્યો બ્રહ્માદેવ;
કૃતારથ થાતી અમો રે, તો કરતી હરિની સેવ.
(કડવું ૬૩)

પ્રેમાનંદનાં આખ્યાનોનો પ્રધાન ધ્વનિ, રહસ્ય કે તાત્પર્ય શું એવો પ્રશ્ન ક્યારેક ઉપસ્થિત થાય છે. પ્રેમાનંદ કોઈ રહસ્યપૂર્ણ ઉપદેશ આપવાની પ્રતિજ્ઞા લઈને આખ્યાનો રચવા બેસતો ન હતો. તેનું પ્રાથમિક પ્રયોજન ઉદરનિમિત્ત અને 'સદ્યઃપરનિર્વૃત્તિ' એવું બીજું પ્રયોજન હતું અને તેની સાહિત્યકૃતિમાંથી 'કાન્તાસંમિતતયા' કોઈ ઉપદેશ વ્યંજના રૂપે પ્રગટ થતો હોય તો તે પ્રધાનપણે ભક્તિનો પરિત્રાણાય સાધૂનામ્ વિનાશાય ચ દુષ્કૃતામ્ પરમાત્મા જન્મ લે છે, કર્તુમકર્તુમન્યથાકર્તું સમર્થ છે છતાં તે ભક્તવત્સલ છે, ભક્તની આરઝૂનો પોકાર પડતાં જ તે દોડી આવે છે અને પ્રેમપૂર્વક કરેલું સમર્પણ ગમે તેટલું અલ્પ હોય તો તે પણ સ્વીકારી લેવાની મહાનતા તેનામાં છે અને ભક્તને કસોટીમાં કસીને, તારીને ભક્તની ઊંચી કોટિએ પહોંચાડી તેના યોગક્ષેમનું પોતે વહન કરે છે એવો ધ્વનિ, એવું તાત્પર્ય તેનાં મોટાભાગનાં આખ્યાનોમાંથી સ્ફુટ થાય છે.

વહાલા અશરણશરણ તો સાધુ ભોળપણે ફરે રે;
જ્યાં શાલિગ્રામ કંઠ સાથે ત્યાં અવળાનું સવળું કરે.
( કડવું ૧૩ )

અથવા

નારદ કહે : સાંભળ રે અર્જુન, કર્તા હર્તા અવિનાશ;
વિષ ફેડી વિષયા કરે, એમ ઉગાર્યો ચન્દ્રહાસ
( કડવું ૧૫ )

અથવા

જેના હરિજીએ ગ્રહ્યા છે હાથ,
શાલિગ્રામ આપ્યા કંઠ સાથ,
તેને કોણ કપટે મારે,
જેને અવિનાશી ઉગારે.
( કડવું ૨૪ )

એ રીતે 'ચન્દ્રહાસ આખ્યાન'માં પ્રગટ થતી કવિની શ્રદ્ધા એનાં અન્ય આખ્યાનોમાં પણ એક અથવા બીજી રીતે વ્યક્ત થયા વિના રહેતી નથી. 'દશમસ્કંધ'માં બ્રહ્માને સંદેહ ઉત્પન્ન થાય છે કે સર્વ સૃષ્ટિના કારણરૂપ, સર્વસત્તામત્ છે તે પરમાત્મા ગોવાળોનું ઉચ્છિષ્ટ અન્ન કેમ જમતા હશે ત્યારે પરમાત્મા તેને પોતાના સાચા સ્વરૂપનો અને કાર્યનો ખ્યાલ આપે છે અને પછી કહે છે :

'મહારા ભક્ત સાથે જો વઢશો, તો બ્રહ્મલોકથી હેઠા પડશો'

અને પ્રેમાનંદ એનાં અનેક આખ્યાનોમાં આ વાત ચરિતાર્થ કરી બતાવે છે. નરસિંહના એક શબ્દે પરમાત્મા મામેરું પૂરવા હાજર થઈ જાય છે, નરસિંહની ભક્ત તરીકેની આબરૂથી જ હૂંડી સ્વીકારે છે; ચન્દ્રહાસને મારવાના ત્રણ ત્રણ પ્રયત્નો છતાં તેને ઉગારી લે છે, સુધન્વાને ઊકળતા તેલમાં પણ શીતળતાનો અનુભવ કરાવે છે અને એના દુશ્મનોની ખબર લઈ નાખે છે. એ જ અનન્ય ભક્તિને વશ થઈ સુદામાને પરમ ઐશ્વર્ય તે આપે છે, કુબ્જાને સર્વાંગસુંદર બનાવે છે અને ગોપીઓને વૈકુંઠવાસ આપે છે. એ જ ભક્તિનો અવાજ સાંભળી જેમ તેણે દ્રૌપદીનાં ચીર પૂર્યાં હતા તેમ, તે સત્યસધાતી પ્રભુ સત્ય અને સતીના પરિત્રાણ માટે પ્રેમાનંદની દમયંતીની વહારે પણ દોડી જાય છે. આમ પ્રેમાનંદનાં આખ્યાનોમાં ભક્તિના મહિમાનુ સાતત્ય જળવાયું છે.

તેનાં આખ્યાનોમાં કર્મવાદનો બોધ પણ વ્યક્ત થાય છે નળ-દમયંતીને આટલાં દુઃખો પડ્યાં એ માટે દેખીતી રીતે પુષ્કર અને કળિ જવાબદાર છે. પરંતુ આખ્યાનના અંતભાગમાં નળ પોતે જ કહે છે :

સાધુ પુરુષને કુબુદ્ધિ આવે, તે પૂર્વકર્મનો દોષજી;
પુષ્કર–કલિજુગનો વાંક નથી, કહ્યું વિચારી પુણ્યશ્લોકજી
( કડવું ૬૫ )

પૂર્વજન્મનું ઋણ હંસ આ જન્મે ફેડવું પડે છે એ બતાવવા માટે તો પ્રેમાનંદે હંસના પૂર્વજન્મની કથા ઉપજાવી કાઢી છે. 'સુદામા

ચરિત'માં (કડવું ૪) અને 'ચન્દ્રહાસ આખ્યાન' (કડવું ૨૦) કર્મવાદ વિશે ઠીકઠીક વીગતે નિરૂપણ છે.

આ સિવાય પ્રત્યેક આખ્યાનનું આગવું વક્તવ્ય પણ હોઈ શકે. 'ઓખાહરણ' અને 'અભિમન્યુઆખ્યાન'મા પ્રથમ દૃષ્ટિએ કોઈ રહસ્ય ન જણાય પરંતુ કવિ કહેવા માગે છે કે બાણાસુર વરદાનથી ગમે તેવો દુર્જય બન્યો હોય તો પણ પરમાત્માની સર્વસત્તા આગળ તેનો પરાભવ થાય જ. અભિમન્યુ ગમે તેવો વીર યોદ્ધો છે, ચક્રવ્યૂહનું પણ જ્ઞાન ધરાવે છે, છતાં જો પ્રભુની ઇચ્છા તેને જીતવા દેવાની ન હોય—અને જન્મથી માંડી મૃત્યુપર્યંત કૃષ્ણ અભિમન્યુ ન ફાવે એ જ પેંતરા કરતા હોય છે તો જીતી શકતો નથી, તેને પરાજિત થઈને યુદ્ધમા ખપી જવુ પડે છે

'નળાખ્યાન'મા કવિ સત્યનો મહિમા અને સ્ત્રીના પાવિત્ર્યનો મહિમા દર્શાવવા માગે છે. પ્રેમાનંદને હાથે 'નળાખ્યાન' નળનું આખ્યાન મટીને દમયંતીનું આખ્યાન બની ગયું છે. કળિ નળમાં પ્રવેશી શકવા સમર્થ બને છે, પણ દમયંતીના સત્યના અને સતીત્વના પ્રભાવ આગળ તેને ટોડનામાથી ય ભાગવું પડે છે[1] એ ઉપરાન શ્રી. રામનારાયણ પાઠક એક બીજું રહસ્ય પણ 'નળાખ્યાન'માંથી નિષ્પન્ન થતું હોવાનુ માને છે એ રહસ્ય તે દામ્પત્યપ્રેમવિકાસનુ રહસ્ય. નળ દમયંતી પરણે છે તે માત્ર એકબીજાના શરીરસૌંદર્યના મોહને લીધે "...... પ્રેમ શરીરસૌંદર્યના આકર્ષણથી શરૂ થયો પણ પછી તેના વિકાસની છેલ્લી દશાએ તે શરીરને અતિક્રમી ગયો છે[2] ........

૧. હારચોરીની ઘટના પ્રેમાનંદે ઉમેરી છે

૨. નથી રૂપનું કામ રે ભૂપ મારા—દમયતી કહે છે.

# પ્રેમાનંદની લોકપ્રિયતા

પ્રેમાનંદ લોકકવિ હતો, જનતાપ્રિય કવિ હતો. એનાં આખ્યાને સમાજમાં આદર ભરેલું સ્થાન પામ્યાં હતાં. લોકજીવનનો જ બની ગયા હતા. સ્વ નવલરામે ૧૮૭૩માં લખ્યું હતુ: સુદામાચરિત્ર શનિવારે અને હૂંડી રવિવારે ગાઈ જવાનો ગામેગામ ચેન મામમાં એનું ઓખાહરણ તો હજી જ રહે કે વૃદ્ધનાં અંતઃકરણ વિહ્વલ કરી નાખે છે રોજ ચાલે છે. શ્રાદ્ધના દહાડામા જ્યા ત્યા નરસિંહ મહેતાનું શ્રાદ્ધ વંચાય છે અને લોકો અડધી રાત આનંદમાં અને ફિટકાર પાડવામાં કાઢે છે. સુરત કે જ્યાંના લોકોએ એ વિશેષ ઝીલ્યો હોય એમ માલૂમ પડે છે, ત્યાં દરેક સ્ત્રી વખતે સાસરે અને પિયેર મોસાળું ગવડાવવું એ તો એક : ભાગ થઈ પડ્યો છે ચોમાસાના દહાડામાં ત્યાં એક પણ નહિ માલૂમ પડે જ્યા પ્રેમાનંદ-કૃત દશમસ્કંધ વચાતો ન

એ પછી ૧૯૪૫માં સ્વ. બળવંતરાય ઠાકોરે નોંધ્યું : હતો, ત્યારે આસપાસનાં કુટુંબોમા પ્રેમાનંદના આખ્યાનોમ -બીજું આખું કંઠસ્થ એવી ડોશીઓ પુખ્તવયની ગૃહિ યુવતીઓ પોતપોતાના વર્તુળમાં જાણીતી હતી. ભરુચના પણ લગ્ન અને અઘરણી જેવા પ્રસગે પ્રેમાનંદનાં એક બે કથા થતી અને એ આખ્યાનો આખાં કંઠસ્થ હોય એવા પણ છેક અભાવ ન હતો ............ગુજરાતનો હિંદુ ર -સૈકાઓ દરમિયાન આ પ્રકારનું તળાવ હતું અને પ્રેમાનંદ પાકેલું સૌથી સુંદર માછલું હતું........પ્રેમાનંદ અને એ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની લોકપ્રિયતા હું જેટલી હતી તેટલી હું વીશ વર્ષનો થયો ત્યારે નહોતી

ાસ-સાઠ વર્ષે, હું કિશોર હતો અને મારા જોવામાં આવેલી
ી નથી.'

ાનંદની લોકપ્રિયતા તેનાં આખ્યાનોમાં રહેલી ભક્તિશ્રદ્ધાને જ
ી એમ નહીં. કોઈક સદ્યઃજ્ઞાત યૌવના પ્રેમાનંદની ઓખામાં
યૌવનની આરઝૂની અભિવ્યક્તિ જોતી હશે; સાસુ-નણંદનાં
ાતી-નિર્ધન બાપની કોઈ નમાઈ દીકરી કુંવરબાઈમાં અને
ના દમયંતીમાં પોતાની સમદુઃખિયણ જોતી હશે સામાજિક
ની વિડંબના પામતો કોઈ નિર્ધન નરસિંહમાં
હશે તો કોઈ છેલ અનિરુદ્ધમાં પોતાની જ છબી
હશે. વળી એ સમયમા મનોરંજનના સાહિત્ય તરીકે પ્રેમાનંદ
મળની કૃતિઓ સૌથી લોકપ્રિય હતી. શામળની વાર્તાઓ જાહેર
કહેવાતી, ખાનગીમાં વંચાતી પણ તેમાના પ્રેમપ્રસંગોને લીધે
હુદીકરીઓના હાથમાં મૂકતાં લોકો સ્વાભાવિક રીતે અચકાતા
માનંદનાં આખ્યાનો એ રીતે નિર્દોષ હતા. પ્રેમાનંદનાં આખ્યાનો
ા એવી સખ્યાબંધ વ્યક્તિઓ હતી પણ શામળની પદ્યવાર્તાઓ
રૂપે નહિ) કોઈએ મોઢે કરી હોય એવી નોંધ થઈ નથી. પ્રેમાનંદના
ો આબાલવૃદ્ધ, ભણેલાં અને અભણ, સ્ત્રીપુરુષ સર્વને માટે
હતાં.

રંતુ આજે જીવનમૂલ્યો બદલાયાં છે. કેવળ ભક્તિ એ જીવનનું
થી. ચાર પુરુષાર્થોમાથી ધર્મ અને મોક્ષને બદલે અર્થ અને
જીવનના ધ્યેય રૂપે પ્રધાન સ્થાન પામતા જાય છે. એ રીતે
નાં ભક્તિપ્રધાન આખ્યાનોથી લોકો વિમુખ થયા છે. મનોરંજન
નેક માર્ગો પ્રાપ્ત થયા હોવાથી એ રીતે પણ તેનુ મહત્ત્વ ઘટી
ા બીજી તરફ ગુજરાતી સાહિત્યનો વિકાસ એટલો સર્વાંગી થયો
પ્રજાને પોતાની સંવેદનાના દર્શન માટે પણ પ્રેમાનંદનાં આખ્યાનો
ધુ સ્પષ્ટ માધ્યમ તેમાં મળી રહે છે. પ્રેમાનંદનાં આખ્યાનોનો

લોકપ્રિયતા સાહિત્યેતર ગુણો પર નિર્ભર હતી. આજે બદલાયલા સમય સંજોગમાં બિનસાહિત્યિક કારણો ન રહેતાં એ રચનાઓની લોકપ્રિયતા ઘટેલી જણાય એમ તો ગોવર્ધનરામ અને નાનાલાલ; મુનશી રમણલાલ એક જમાનામાં જેટલા લોકપ્રિય હતા તેટલા આજે રહ્યા છે! સમયની કસોટીએ પણ પ્રેમાનંદની રચનાઓ આજે પણ ટકી રહી છે, તેના સાહિત્યગુણને લીધે અને સાહિત્યદૃષ્ટિએ તો તે પૂરી આસ્વાદ્ય છે.

ભાવને અનુકૂળ દેશીઓ, ઉપયુક્ત વાગ્વિનિયોગ પ્રેમાનંદને કવિ તરીકે સ્થાપે છે. પાત્રોનાં વર્ણનમાં, તેમના હૃદયના ભાવોની અભિવ્યક્તિમાં, પ્રસંગના આલેખનમાં અને રસનિર્વહણમાં તેનો વાગ્વિભવ જોવા મળે છે તેને ભાષાની વિવિધ શક્તિઓની ભારે સૂઝ છે, તે ભાષાને રમાડે છે, ભાષાની શક્તિથી પ્રસંગને બહેલાવે છે, ભાવકને આનંદનો અનુભવ કરાવે છે. તેને શબ્દ શોધવા જવું પડતું નથી, તેની ભાષામાં ક્યાંયે ક્લિષ્ટતા વરતાતી નથી. 'દશમસ્કંધ'માં બ્રહ્મ-સ્વરૂપનું વર્ણન હોય તો આધ્યાત્મિક વિષયને ખમી શકે એવી ભાષા તે યોજી જાણે છે, બાળકના ઘોડા મળમૂત્ર કરે છે તે વર્ણવવું હોય તો તેવી ભાષા પણ તે વાપરી જાણે છે. પ્રેમાનંદના સમયમાં ગુજરાતી ભાષાનું કાકું ઘડાતું જતું હતું, એમાં તેના જેવા ભાષાસ્વામીનો ફાળો નાનો સૂનો નથી. ગુજરાતી ભાષા સમૃદ્ધ ન બને ત્યાં સુધી પાઘડી ન પહેરવી એવી પ્રતિજ્ઞા ભલે તેણે ન લીધી હોય, ગુજરાતી સાહિત્યને તો તેણે પોતાની રચનાની સમૃદ્ધિથી પાઘડી બંધાવી છે